## સપ્તદ્વીપ અને ભૂગોલપાતાલનો વિચાર

સપ્તદ્વીપ ભૂગોલ વિચાર, સમ્યક્પ્રતિ ન જાણૂં પાર,
બુદ્ધિ બુધિમાનિ વિસ્તાર જંબુદ્વીપ કમલ આકાર. ૪૭
મધિ લક્ષ જોઅણ ઊચુ મેરુ, પર્વત ચાર તેહ ચુફેર,
વલી ચિહુ દિશિ પર્વત આઠ, કૈલાસાદિ શોભન ઘાટ. ૪૮

પૂર્વછાયુ

મેરુથિકાય ત્રિણિ ઉત્તરિ, ત્રિણિ દક્ષિણિ પ્રચંડ,
એક પૂરવિ, એક પશ્ચિમિ, મધ્ય ઇલાવૃત્ત ખંડ. ૪૯

ચૂપૈ

ઇલાવૃત્તની પૂરવ દિસઇ આંબૂ એક મહા ઉલ્લસઇ,
તે ફલરસ વહિ અરુણા નદી, મધુર સવાદ અમૃત ઔષધિ. ૫૦
દક્ષિણ તરુઅર જાંબૂ રહિ, તે ફલરસ જાંબુવતી વહિ,
જાંબુનદ નીપજઇ સોવરણ, હુઇ દેવ તણા આભરણ. ૫૧
પશ્ચિમ નદી કદંબ મધુમતી, તિહા વસઇ જન સુકૃતમતિ,
ઉત્તર નિગ્રોધ નિર્મલ નદી, આપઇ વસ્ત્ર, દૂધ, ઘૃત, દધી. ૫૨

---

ભક્તિ, પ્રા ભગત ૪૭ વિચાર-પ્ર. મં વિસ્તાર, હિ. અપાર, પાર. મં અપાર, કમલ-હિ મથી, કા મા આ પક્તિ આમ છે—
સપ્ત દ્વીપ ભૂગોલ વિસ્તાર, જબુદ્વિપ કમલ આ કહી,
શ્લોક માત્ર અનુમાને કહુ, તે સર્વથા કેઇ પેરે લહુ
૪૮ મધિ હિ માનથી, ગુ. વિચિ, જોઅણ-હિ મ અ કા યોજન; ચિહુ દિસિ-હિ વિદિશિ, પર્વત-પ્રા. મ ખ. મહાગિરિ, આઠ-અ. આઠે; શોભન કા. ભામી. ૪૯ પૂર્વછાયુ તેમ જ આ આખી કડી હિ મા નથી; થિકા-જા મં થકા, ગુ થિફ ૫૦ તે૦ અ મા આ પક્તિ નથી, પ્રા ઉલ્હસિઇ, ખ હુલસિ, અમૃત-કા. નાના, સ્વાદ-જા સ્વાદઠ, ખ. સ્વાદિ, ૫૧ દક્ષિણ૦-અં મા આ પંક્તિ નથી વહિ-ખ રહિ, જા રહિઇ પ્રા રહઇ, તે-હિ મા નથી, તિહા-એકવી હિ મા છે, હુઇ-પ્રા. હોઇ ૫૨ કદંબ-જા કા કદલ, જન-ખ નર; નિગ્રોધ-કા વડથી-સંશોધકે મૂળ શબ્દને બદલે આ શબ્દ મૂકયો લાગે છે, વસ્ત્ર-જા વસુ

બ્રહ્મલોકથી આવઇ ગંગ, તેહના ચારિ પ્રવાહ સુચંગ,
શીતાદિક ત્રિહુ દિશિ પ્રચંડ, અલકનંદા ભારતખંડ. ૫૩

પૂર્વછાયુ

નવખંડિ નારાયણ તણી નવ મૂંરતિ છિ જેહ,
ભક્તિ ઉપાસઇં ભાવ ધરી બોલિશિ અનુક્રમિ તેહ. ૫૪

ચૂપૈ

ઇલાવૃત માહિ દેવ અનંત, ઇશ ઉપાસઇ ઉમયાકંત.
ભદ્રાસ્વ, હયગ્રીવ, મુકુંદ, ધ્યાઇ ભદ્રાશ્રવા નરેન્દ્ર. ૫૫
શ્રીનૃસિંહ હરિવિરિષિ મઝારિ, આરાધઇ પ્રહ્લાદ મુરારિ.
કેતુમાલા માહિ કામદેવ, કમલા કરઇ તેહની સેવ. ૫૬
રમ્યક મત્સ્યદેવ, અનુદિન કરઇ ઉપાસના રાઇ મનુ.
હિરણ્ય માહિ કૂરમ અવતાર, કરઇ ભક્તિ અર્યમા અપાર. ૫૭
ભૂદેવી ઉત્તર કુરુ માહિ અહનિશિ સેવઇ, દેવ વરાહ.
કિંપુરુષ હનુમંત શ્રીરામ, અધ ક્ષણુ એક ન મૂકઇ નામ. ૫૮
ભરતખંડ અતુલ મહિમાય, નરનારાયણ કેરા પાય.
નારદ વલી વલી કરિ પ્રણામ, નવ મૂરતિનાં કહિયાં નામ. ૫૯

---

૫૩ જા. બ્રહ્મલોકિથી, ખ. બ્રહ્મલોકથકી; ઞ. શીતોદક; પ્રચંડ-જા. સુચંગ; અલક-જા. અહક, હિ અલક', ગુ અકલ, પણ તે ભૂલ છે. ૫૪ ખ. મુરત્ય; ભક્તિ-જા. સંગતિ, આ. ભગત, કા. ભક્ત; આ. જા. બોલીસ; અનુક્રમિ-ખ જા હિ. અનુક્રમ ૫૫ ઉમયાકંત-હિ કમલાકંત; ઞ. કંથ; ૫૬ હરિવિરિષિ-હિ. હરિ, કા. ખંડ-સંશોધકને 'હરિ' પાઠનો 'હરિવર્ષ' ખંડ, અર્થ કદાચ સ્ફૂર્યો નહીં હોય. તેથી આ કલ્પિત પાઠ બેસવો દીધો હશે; કરિ-આ માંહિઇ; સેવ-હિ શિવ. ૫૭ રમ્યક-હિ. ખ. અં. સમ્યક, લહીઆનો સમજફેર છે; મનુ-જા. મુન, ઞ. મુન્ય, કા. મન; ખ. કરિ; કૂરમ-હિ. કૌરમ. ૫૮ વારાહ-અં. મુરારિ; ઉત્તર-હિ ઉત્તમ; કુરુ-ગુ કુલ, પણ તે ભૂલ છે; કિંપુરુષ-હિ. કિન્નરપુર; ઞ. ઉત્તમ; ૫૯ કેરા-જા. કેરુ; નવ૦ અં. માં આ પાદ પડેલું છે; કહિયાં-અં. બોલ્યાં,

કર્મભૂમિ એ ભરતખંડ, એહનુ મહિમા અછઇ પ્રચંડ, ..
પર્વત, સરિત, શિરોમણિ જિહાં, વાંછઇ જનમ દેવના તિહાં. ૬૦
જંબૂદ્વીપ લક્ષ વિસ્તાર, સમવડિ ક્ષારસમુદ્ર વિચાર,.
સપ્ત દ્વીપ સાગર નિર્વાણ, એકેકુ થિકુ બિગુણું પરિમાણ. ૬૧
રવિ ઊગુ લક્ષ જોઅણ એક, સોમ નક્ષત્ર ઇણી પરિ વિવેક,
ભૃગુ, બુધ, મંગલ, જીવ, સમક્ષ, શનિ, સાતઇ ગ્રિધિ કુંભ દૂઇ લક્ષ. ૬૨
તે ઉપરિ વસઇ ધ્રુવ રાય, વિષ્ણુભગત મોટુ મહિમાય,
ઇણિ પરિ બોલ્યા ઊરધ લોક, પર્વત, માનસ, લોકાલોક. ૬૩
અતલ, વિતલ, તલ, સુતલ વિશાલ, નિતલ, રસાતલ, નઇ પાતાલ,
બલ, મય, બલિ, રુદ્ર, વાસુકિ, શેષ, અધિપતિ જોઅણ અયુત વિશેષ.૬૪

## વિવિધ પ્રકારનાં નરકો અને યાતનાઓ

પૂર્વછાયુ

હવઇ નરક નાના તણાં લક્ષણ અછઇ જેહ,
બોલિસુ સંક્ષેપઇ કરી, અધિકારી છઇ તેહ. ૬૫

ચૂપૈ

રાત્રિ દિવસ પરપીડા કરઇ, વાણી દુષ્ટ વચન ઉચ્ચરઇ,
ક્રોધિ કાયા પૂરિત જેહ, તામસિ નરકિ પડઇ નર તેહ. ૬૬

---

૬૦ જિહાં-જા. ગંગા જિહાં; દેવતા-હિ. દેવા ૬૧ સપ્ત-ખ. જા. સાત; નિર્વાણ-કા. નવાણ; હિ એકેકૂ અધિક; પરિમાણ કા. ખ. ગુ. કા. આ. પ્રમાણ; મંગલ-ખ. ભ્રમ; સમક્ષ-હિ. સલક્ષ, કા. સુમખ; શનિ૦-જા.માં આ પાદ પડેલું છે. દુઇ૦-ખ. દોએ દોએ લક્ષ. ૬૩ બોલ્યા-જા. બોલુ, અં. બોલ્યો. ૬૪ તલ-જા. હિ. કા. માં નથી; અયુત-કા ગુ અધિક. ૬૫ બોલિસુ-જા. બોલેસિ. ખ. બોલેશ, કા. આ. બોલિસ, ગુ. બોલિસિ. ૬૬ જા. અં. માં આ કડી અને ૬૭ મી કડી ક્રમમાં ઉલટસુલટ છે; પૂરિત-અં. પ્રેરિત, ખ. કાંપિ; પડઇ-અં. પડિશિ. બધી પંક્તિઓમાં અં. માં 'પડશિ' છે.

થાપણિ મોસુ ધન પારકઇ, પરસંપત્તિ દેખી નવિ સકઇ,
પરનારી અભિમરશન ચેદ, તામસ અંધિ પડઇ નર તેહ. ૬૭
ભૂત તણી જે હિંસા કરઇ, કૂડી સાખી પીઆરી ભરઇ,
માયબાપ ઉવેખઇ જેહ, રૌરવિ નરકિ પડઇ નર તેહ. ૬૮
ઝૂઝર ખેડઇ, ફોડઇ પાલિ, આપી ધરા લેઇ ઉદાલિ,
અહિનિશિ પાપ આચરઇ જેહ, ક્રૂર નરકિ પડઇ નર તેહ. ૬૯
પિતૃપર્યાગત લોપઇ લેખ, બ્રાહ્મણ ઉપરિ આણઇ દ્વેષ,
સાધુ પુરૂષ નઇ પીડઇ જેહ, કુંભીપાકિ પડઇ નર તેહ. ૭૦
છેડઇ સત્ય સનાતન ધર્મ, પાખંડિ લાગુ કરઇ કુકર્મ,
મર્મ પીઆરા બોલઇ જેહ, અસિપત્ર નર પામઇ તેહ. ૭૧
અહનિશિ કરઇ પીઆરી તાતિ, વિષ્ણુકથા નવિ જાણઇ વાત,
યાત્રાવિઘન આચરઇ જેહ, નરક સૂચિમુખ પામઇ તેહ. ૭૨
પરધન ચોરઇ, પોષઇ દેહ, વેશ્યા ઉપરિ આણઇ નેહ,
પંચ મહાપાતિક-રત જેહ, કૃમિભોજન નરક પામઇ તેહ. ૭૩

---

૬૭ મોસુ મં. મુસુ; પારકઇ-હિ પર કરઇ; અભિમરશન-મં. કા અભિલાષી. અં. મનોહર, ખ. નારીવશ; પ્રા. માં આ કડી નથી. ત્યારે [illegible] આના પછીથી કડી પહેલી આવી જાય છે. પાંચુ પાછળથી હાંસીયામાં [illegible] આ કડી લખેલી છે ૬૮ ભૂત-મં. [illegible] કડી-હિ. માં આ પાઠ પાછળથી કોઈએ હાંસીયામાં લખેલું છે. ૬૯ ક્રૂર નરકિ-હિ. [illegible] [illegible] આ કડી [illegible] હિ માં મૂળમાં નથી. [illegible] માં આ કડી આમ છે —

“ [illegible] સાથે તણા, [illegible] આપણાં;
અહનિશ પાપ આચરે જેહ, નરક [illegible] પડે નર તેહ.”

૭૦ [illegible] [illegible] પીડઇ-[illegible] કુંભિ. [illegible] માં આ કડી નથી. [illegible] પ્રા. [illegible] [illegible] [illegible] [illegible] કુકર્મ-[illegible] [illegible] માં આ કડી નથી. [illegible] સૂચિમુખ-[illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] કૃમિભોજન [illegible]

પરપીડાનૂ કરઇ ઉપાય, પાણી પીતી વાલઇ ગાઇ,
વેદશાસ્ત્ર નઇ નિંદઇ જેહ, દંદ શકર નરક પામઇ તેહ. ૭૪
કરઇ સદા દુકૃતનુ સંચ, નિંદક ચાડ પિશુન લેઇ સંચ,
ઘૂતક્રીડા વલ્લભ નર જેહ, વૈતરણી પામઇ નર તેહ. ૭૫
અધિકારી જે પીડઇ ગ્રામ, કૂડ કરી નઇ લઇ દામ,
દીન અનાથ દૂહવઇ જેહ, શુકરિ નરકિ પડઇ નર તેહ. ૭૬
સાટઇ બોલઇ કૂડા બોલ, પાછલિ મૂકઇ ખોટું તોલ,
અધિક લેઇ ઊછું આપઇ જેહ, દારુણિ નરકિ પડઇ નર તેહ. ૭૭
વૃત્તિ ભોગવઇ, ન કરઇ કામ, રણ માહિ છાંડઇ સંગ્રામ,
સ્વામી મૂકી નાસઇ જેહ, નરક અમેધ્ય પડઇ નર તેહ. ૭૮
વ્યાધિ તણુ નવિ જાણઇ યોગ, લોભઇ દુષ્ટ પડીગઇ રોગ,
કૂડા ઔષધ આપઇ જેહ, ક્ષારિ નરકિ પડઇ નર તેહ. ૭૯
યૌવનમદિ પૂરિત અપરાધ, સાસૂ ઉપરિ દોષ અગાધિ,
સેવા છોડઇ સ્વામી તણી, નારી નરકિ પડઇ પાપિણી. ૮૦
પાપ વિપાક અછઇ વિસ્તાર, તેહનુ કેણી પરિ કરું વિચાર,
બુદ્ધિમાનિ મઇ કહિઆ એહ, નરક તણા અધિકારી જેહ. ૮૧

૭૪ ઉપાય–ખ. અપાય, દંદશકર–હિ. તદશકર, જા મા દંદશક; કા. દંદશકર, મં. કૃમિભોજન; જા. મા ૭૩ મી કડીનું ચોથું અને ૭૪ મી માંનાં પહેલાં ત્રણ પાદ, એટલો ભાગ પડેલો છે. ૭૫ દુકૃતનું–મં. દુષ્ટ જનનું; પિશુન–કા પશુ, જા. નિઘ્રણ, મં અકપેશુ; હિ. મં લિ. ૭૬ દીન૦–શુ. માં આ પંક્તિ પડેલી છે શુકરિ–મં. શુક્ર શોણિત. ૭૭ તોલ જા. લૈ તોલ; આપઇ જા દેય; તેહ–આ. અં. કા. નર તેહ. ૭૮ વૃત્તિ–શુ ચિત્ત. અમેધ્ય–મં. અવોમુખિ, કા અંધ, ફા આમધ્ય, અં. મધ્ય; પડઇ–મં. જાસિ. ૭૯ લોભઇ૦–કા. લોભે દે પડિ ટળવા રોગ; કૂડા૦ મં. દુષ્ટ પ્રતિગ્રહ યે ફા કરઇ, અગ્નિક્ષાર માહિ તે સાંચરઇ; પડઇ–આ. જા. પામઇ, ખ. પામિ. ૮૦ ઉપરિ–મં. તણાવશ, ખ. ઉપરઇ; અપરાધ–કા શુ અપાર; ૮૧ વિપાક–ખ તણુ,અછઇ–કા અતિશ, તણા–જા ના છિ.

ભીમ ભણ્ઇ પંચમઇ વિચાર, પ્રિયવ્રત, ઋષભદેવ અવતાર,
ત્રિભુવન-મર્યાદા વિસ્તાર, છઠી કલા પુહુતી સાર. ८२

ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિત હરિલીલા ષોલકલા ગ્રંથે
છઠ્ઠી કલા સમાસ

---

## કલા ૭ મી

### ષષ્ટમ સ્કંધ

### નરક પાપ નાસવાના ઉપાય

પૂર્વછાયુ

છઠ્ઠ પોષણુ સાભલુ, ભગતિ-વિવર્ધન ભેદ,
મન્દ, અજામેલ રાખિયા, સંકટિ પડિયા એહ. १
અનેક નરક નાના સુણ્યાં, બીન પરીક્ષિત રાય,
કર જોડી શુક વીનવ્યા કહુ "છૂટવા ઉપાય. २

---

८२ પંચમિ, છઠી૦-ખ બોલ્યુ અક્ષર સારાસાર. ઈતિશ્રી૦ અં. ક ના હિ ના જેવી જ છે, ખ ભાગવત્યે માહાપુરાણે હરિલીલામા સોલકલાયા પચમસ્કંદે છઠી કલા સમાસ, ગ ઇતિશ્રી ભાગવતી કથા મ. ઇતિશ્રી હરિલીલામા ભીમ વિરચિતે કલા ગ્રંથે શ્રી ભાગવતે પચમ સ્કંધે ષઠી કલા સમાપ્ત ॥ સખ્યા ॥ ચુપે ૬૮ ॥ પૂર્વછાયુ ૪ ॥ ભુજગપ્રયાત ૧૦ ॥ ગીત ૨ ॥ શ્લોક ૨ ॥ એવ સખ્યા ૮૫ ॥ (ગ મા ૧ ચોપે અને એક ગીત વધારે છે જુઓ ફુટનોટ પાનુ ૭૦ મુ)

કલા ૭ મી

૧ વિવર્ધન ખ વીવીધ જન, ગ ભિન્ન-ત્ત તારીઆ, ગુ, દાખીવા; સંકટિ૦-ખ બોલીસ મહિમા ભેદ. ૨ નરક નાના-હિ. અં ગુ નરકના નામ, સુણ્યા-ગ્ર કા. ગ સુણી, કહુ હિ કહ મ. તણા.

ચૂપૈ

" વિદ્યા, તપ, વ્રત, દાન અનેક, તીરથ સકલ તણા અભિષેક,
" કૃચ્છ્ર ચાંદ્રાયણ, જપ, ઉપવાસ, પ્રાણનિરોધ, યોગ આચાર. ૩
" પાપ નાસેવા તણા પ્રકાર, બોલ્યા અનેક સ્મૃતિસાર,
" સમૂલ પાતક જાઇ નહી, કુંજરશૌચ તણી પરિ સહી. ૪

પૂર્વછાયુ

" નરક ન દેખઇ માનવી આચરતા જે કર્મ,
કહિ ગુરુ ! મઝ કરણા કરી, આદિ અનોપમ ધર્મ." ૫

ચૂપૈ

શુક ભણઇ. " સુણિ રાજા ! વયણ, જિણઇ નરક ન દેખઇ નયણિ.
" રહઇ નહી પાતક લવલેશ તે તુઝ નઇ આપૂં ઉપદેશ. ૬
નિરમલ નર નવિ થાઇ તેહ, નારાયણપરાઙ્મુખ જેહ,
પવિત્ર કરી નવી સકઇ લગાર, સુરાભાંડ ગંગાનું વારિ." ૭
" સમૂલ પાતક જીણી પરિ જાય, સાંભલિ તેહનુ કહૂં ઉપાય,
" વાસુદેવ નિજ ધ્યાન વિચાર, એક અનોપમ એહ પ્રકાર. ૮

## વિષ્ણુભક્તિ મહિમા–અજામિલનું આખ્યાન

" ઉત્તમ કથા પરિક્ષિત રાય ' વિષ્ણુભગતિ કેરુ મહિમાય,
" સેવક ભયભંજન ભગવાન, એહ ઉપરિ બોલિશિ આખ્યાન." ૯

---

૩ વ્રત–કા દુન, દાન હિ મ યાગ, ઉપવાસ,–આ. ફા મ. કા. ઉપચાર, અં ગુ આચાર, ખ આચરિ, યોગ આચાર–હિ જા આ ગુ યાગ આચાર, ખ યાગ આચરિ, પ્રાણ૦–અં. મા આ પાદ પડેલુ છે. ૪ બોલ્યા–કા બોલી, સ્મૃતિ હિ. સમરતિ, આ સગ્મૃત, જા. ખ સ્મૃત્ય. ૫ જે–મં બહુ, હિ ગુરુ; કર્મ–જા આ ફા. અં. ધર્મ; કહિ–મં. કુહુ, કા અ. કહો, કરણા ખ આ કુરુણા, ખ. મા આ કડી પડી છે. ૬ ઉપદેશ–જા લવલેશ ૭ પરાઙ્મુખ–જા પરદુખ, પણ તે ભૂલ છે ૮ જિણી જા જેણી, ફા કેણી, ખ સાંભલુ, ઉપાય–ખ મહિમાય; પ્રકાર–જા. વિચાર ૯ મ. વિષ્ણુભક્ત, ભગવાન–મ વિશ્રામ, બોલિશિ–આ મં. બોલિસ, કા બોલેરા, ખ બોલ્યૂં

નામ અજામલ બ્રાહ્મણ એક, જાણઇ પુણ્યવિચાર વિવેક,
વેદ ભણઇ તપ, સંયમ સાર, સત્ય, શમ, દમ પાલઇ આચાર. ૧૦
માતપિતાના પૂજઇ પાય, પાત્રી લેવા વાડી જાઇ
એક વાર દીઠું વન માહિ વેશ્યા શૂદ્ર તણુ સમવાય. ૧૧

## ( કામ અને નારીની નિન્દા )

પૂર્વછાયુ

વેશ્યા પાવક પરજલઇ ઈંધન લલના અંગ,
કામી-ધનયૌવન દહઇ, જાણે દીપ પતંગ. ૧૨

वेश्याऽसौ मदनज्वाला रूपेन्धनसमेधिता ।
कामिभिर्यत्र हूयन्ते यौवनानि धनानि च ॥ १ ॥

પૂર્વછાયુ

હાવભાવ નારી તણા દેખી નયણ વિનાણ,
વપુ લાગાં વાડવ તણઇ મન્મથ કેરાં બાણ. ૧૩

अपूर्वोऽयं धनुर्वेदो मन्मथस्य महात्मनः ।
शरीरमक्षतं कृत्वा भिनत्त्यन्तर्गतं मनः ॥ २ ॥

ચૂપૈ

યૌવનમદ બલભરિત અપાર, વલી મનરચું કરઇ વિચાર,
ચંચલ ચિત્ત ન આવઇ ઠામિ, હૈયાઇ પઇઠું પાપી કામ. ૧૪

विकलयति सकलकलां, हसति शुचिं पंडितं विडम्बयति।
अधीरयति धीरपुरुषं क्षणेन मकरध्वजो देवः ॥ ३ ॥

---

૧૦ સાર-હિ. ભાર. ૧૧ સમવાય-મં. સિવાય બધી પ્રતિઓમાં 'સંવાય' છે. ૧૨ યૌવન-જા લૂષન; દહઇ-ખ હરિ; ૧૩ મ. હાવિ; લાગૂ. શ્લોક ૧ મ રુપેન્ધન समाधिता । ૧૪ ફા પિડક, હૈયડઇ-જા હઇઅડિ, મ. હઇડા માહિ; ગુ માં આ શ્લોક નથી

ચૂપે

તાં લગઇ પંડિત શીલ કુલીન, શૂર જિતેન્દ્રિય બુધિપ્રવીણ,
સાહસ, સત્ય, વિવેક અભંગ, જાં લગઇ હૃદય ન વસઇ અનંગ. ૧૫

तावद्गुणित्वं, पांडित्यं, कुलिनत्वं, विवेकिता ।
यावज्ज्वलति नांगेषु हन्ति पञ्चेषुपावकः ॥ ४ ॥

મોટુ વયરી મનમથ માર, પંડિતા જિણઇ મનાવ્યા હારિ,
ગણ ગંધર્વ, નઇ કિન્નર સતી, સુર નર, પન્નગ, જિતા યતી. ૧૬
કામ તણા છઇ અવગુણ બહૂ, એકઇ જિહ્વા કેણી પરિ કહૂં,
સર્વસ્વ હરઇ, સદા દુઃખ પૂર, જે જીપઇ તે ભણીઇ શૂર. ૧૭

जीतेन्द्रियो भवेच्छूरो, धर्मचारी च पंडितः ।
सत्यवादी भवेद्वक्ता, दाता भूतहितेरतः ॥ ५ ॥

ચૂપે

રણસંગ્રામિ સુભટ નર ઘણા, મદ ઉતારઇ હસ્તી તણા,
કંદર્પદર્પ હણઇ નર જેહ, વસુધાં વિરલુ દિસઇ તેહ. ૧૮

मत्तेभकुम्भदलने भुवि सन्ति शूराः
केचित्प्रचण्डमृगराजवधेऽपि दक्षाः ।
किन्तु ब्रवीमि बलीनां पुरतः प्रसह्य
कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥ ६ ॥

ચૂપે

ધિન ધિન તે નર સાહસ ધીર, પંડિત શૂર વિચક્ષણ વીર,
વિઘન રહિત જે ઇણઇ સંસારિ, યૌવન-સંકટિ પામ્યા પાર. ૧૯

---

૧૫ હિ. પ્રા. યતેન્દ્રી, ફા. સુતેન્દ્રી, હા. ઇન્દ્રિયજત; જાં૦ મં વિદાં ન લગઇ અંગિ અનંગ. ૧૬ જિતા-પ્રા. જિત્યા; ૧૭ કેણી-જા. કેણઇ, પ્રા. કિણી; भूतहिते रतः હિ भीता भयप्रदाः । ૧૮ વિરલુ-જા. અં. હા. વિરલા; ખ. માં લહીઓ આ શ્લોકની પછી સાત કડીઓ ચોપાઇઓની તથા શ્લોક બે લખતાં ચૂકયો છે; તેથી આપેલી કડીઓના અંકથી એ સ્પષ્ટ છે. ૧૯ વીર-જા. સૂર; પાર-મં હારિ; ગુ. માં આ શ્લોક નથી.

ते धन्यास्ते महात्मानस्त एव पुरुषा भुवि ।
ये सुखेन समुत्तीर्णा साधो यौवनसंकटात् ॥

પૂર્વછાયુ

નરનારી ક્રીડા કરઇ થાનકિ જિહાં એકાન્તિ,
તિહાં જાયેવૂં નહી, જે નર વાંછઇ શાન્તિ. ૨૦
યૌવનભરિત નારી વસઇ થાનકિ જિણઇ એકાન્તિ,
તિહાં જાયેવૂં નહીં, જે નર વાંછઇ શાન્તિ. ૨૧
માય બહિનિ પુત્રી તણું આસન શયન એકાન્તિ,
તિહાં જાયેવૂં નહીં, જે નર વાંછઇ શાન્તિ. ૨૨

ચૂપૈ

મોક્ષાર્થી વિશેષિ સહી, નારી સંગતિ માંડઇ નહી,
આસન નિદ્રા એકિ ઠામિ, નિરખઇ નહી લખી ચિત્રામિ. ૨૩
દરશનિ પુરૂષ તણૂં ચિત્ત હરઇ, સ્પરશનિ સાહસ બલ વીસરઇ;
ભોગઇ વીર્ય લિઇ ગ્રસી, નારી પરતક્ષ રાક્ષસી. ૨૪

दर्शनाद्धरते चित्तं, स्पर्शनाद्धरते बलम् ।
संभोगाद्धरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी ॥ ७ ॥

ચૂપૈ

લીલાં, હાસ્ય, કટાક્ષ નયણ, લજ્જા ભાવ જોઅંતા વયણ,
પ્રેમ, ક્રોધ, ભય, વચન વિચાર, ઇણી પરિ નરનઇ બંધન નારિ. ૨૫

---

૨૦ તિહા–મં. કદાચિત્; વાછઇ જા. પામ; ૨૧ જા. મા આ કડી નથી. ૨૨ (ફા. માં કડી ૨૧ થી તે કડી ૨૮ મી સુધીના શ્લોક સાથેના ભાગવાળું પાનું નથી.) બહિનિ–મા. બહિન, જા. બહેન; આસન–જા મા આસનિ; તિહાં૦–જા. કદાચિત્ કરવું નહીં. ૨૩ અં ગુ. ચિત્રામ ૨૪ જા. સ્પરશનિ, સ્પુરશનિ હિ ગ્રસી–જા. કરી, મા. આક્રશી; ભોગઇ –અં. ગુ. સંભોગે. ૨૫ લીલાં–હિ. સિવાયની પ્રતિઓમા 'લીલા'; જા. નયણા• જા. વયણા; બંધન–હિ. બાંધઇ, અં. વેધે

स्मितेन भावेन च लज्जया भिया
पराङ्मुखैरर्धकटाक्षवीक्षितैः ।
वचोभिरोर्ष्याकलहेन लीलया
समस्तभावैः खलु बधनं स्त्रियः ॥ ८ ॥

ચૂપૈ

ભક્ષ, ભૂષણિ આછાદનિ કરી, જલૂકાની પરિ ઠાલી ભરી,
સા એક હરઈ રૂધિરનુ અંશ, સ્ત્રી ધન, યૌવન, ગૃહ, સુખ, માંસ. ૨૬

जलूकावत् स्त्रियः प्रोक्ता भूषणाच्छादनाशनैः ।
भृता सा न भृता सा च पुरुषं ह्यधिकर्षति ॥ ९ ॥
जलूका रक्तमादत्ते केवलं सा तपस्विनी ।
पुंसां स्त्री तु बलं मांसं धनं वीर्यं सुखं गृहम् ॥ १० ॥

ચૂપૈ

બ્રહ્મા સરજ્યૂં નારી રુપ, પુરૂપ બુડિવા કારણિ કૂપ,
બુધિ કરી નઇ બાંધ્યું વિશાલ, મુગતિ મારગનઇં આડી પાલિ. ૨૭

यस्य स्त्री तस्य भोगेच्छा निस्त्रिकस्य क्व भोगभूः ।
स्त्रियं त्यक्त्वा जगत्त्यक्तं जगत्त्यक्त्वा सुखी भवेत् ॥ ११ ॥

ચપૈ

વચન એક સાચૂં ઉચ્ચરું, પક્ષપાત કિહિનુ નવિ કરું,
સ્ત્રી સરિખૂં બીજૂં મનોહારિ, દુઃખનું કારણ નથી સંસારિ. ૨૮

---

શ્લો. ૮. मं. पराङ्मुखी चार्धकटाक्षवीक्षिते । ૨૬ ભૂષણિ-જા. આ. ભૂષણ;-ની-જા. આ. તણી; રૂધિરનુ-હિ. રૂધિરનઇ; હરઇ-હિ. ધરઇ; ગૃહ-હિ ગૃહઇ, અં.-ગૃહે, માસ-આ સાસ. શ્લો. ૯-ગુ ખ માં આ શ્લોક નથી હિ અં. ગુ આ ખ જા पुनः स्त्रीयं बलं॥ નવમા ને દશમા શ્લોકનો પાઠ અં. નો છે. ૨૭ અં. જા ને ધ સરજ્યા, કારણ અં. તણો એ; સુવિશાલિ, મુગતિ-મં-મોક્ષ; આડી-ગુ રૂંધી અં. ખ માં આખો શ્લોક નથી. ગુ માં આ શ્લોક નથી

सत्यं जना यच्मि न पक्षपातै:
लोकेषु समस्थपि तथ्यमेतत् ।
नान्यं मनोहारि नितंबिनीभ्यो
दुःखैकहेतुर्न तु कश्चिदन्यः ॥ १२ ॥

પૂર્વભાષ

રૂપ અંગઇ નારી તણૂં જેહવું સમ્યક્ સાર,
કારણ કલેવર તણૂં ઓલિસ કરી વિચાર.

સ્ત્રીના કલેવરનું વખાણ (વ્યાખ્યાન)

ચૂપૈ

શુક્ર, શોણિત, પલ, મજ્જા, મેદ, અસ્થિ, ત્વચા, નખ, લાલા, ૨
પંચસાતનુ મિલ્યુ સંઘાત, કૃત ઘન અશુચિ પિત્ત કફ વાત.
વ્યાધિ-જરા-મૃત-ભાજન પિંડ, નવ છિદ્ર, જર્જર શત ખંડ,
નસાજાલિ બાંધ્યા બહૂ બંધ, વિષ્ટા મૂત્ર મધિ દુર્ગંધ.
નારીનૂં છઇ એહવૂં રૂપ, કામી જાણઇ અમૃત-કૂપ,
મનમથિ પીડયુ મજ્જન કરઇ, પછઇ નરકપંથિ સંચરઇ. ૩
અનેકિ દૂષણ દેખઇ સહી, કૂડ, કુટિલ ગતિ છાંડઇ નહી,
ભોગભૂઅંગમ વર્જિત કાન, યથા મેષ, ગર્દભ નઇ શ્વાન. ૩૩
પર નારીના અવગુણ એહ, પાતક પંથ સરીખા મેહ,
આહા સહઇ બહૂ પરિભવ પિંડ, પરલોકિ યમ કેરુ દંડ. ૩૪
બ્રહ્મચર્ય તપ ઉત્તમ એહ, અષ્ટ વિધિ જન પાલઇ જેહ,
જિત્યુ તેણઇ સમૂલ સંસાર, વલી વલી તેહનઇ કરું જુહાર. ૩૫

---

૨૯ ધ; જા ઢિ, ઓલિસ-ધ જોયોસ, શુ ઓલિરિ; કરી-અં. તેહ. ૩૦ મેદ-ફ્રા સ્વેદ, લાલા-અં. લોમ; સ્વેદ-ફ્રા શ્વેત; પિત્ત-ધ પિતિ. ૩૧ વિષ્ટા૦ શુ. મલમુત્ર સ્થાનક દુરગંધ ૩૨ પંથિ-ધ જા મધ્ય ૩૩ કૂડ હિ કુડઇ; કુટિલ-ખ. મા કપટ; કાન શુ ફ્રા ખ. કામ ૩૪ આહા-હિ આંહી. સહઇ-હિ સહેઇ, ખ. સિહિ; પરિભવ; પરલોકિ-હિ. ફ્રા. પરયોરે, શરીખાં-શુ શરીરે. ૩૫ સમૂલ-હિ સમૂલ, જુહાર-ફ્રા નમસ્કાર.

## કથાપ્રસંગ (ચાલુ)

પૂર્વછાયુ

નિંદા કીધી નારિની નરનૂં કરિસ વખાણ,
યથા રૂપ વનિતા તણું તથા પુરૂષનૂં જાણિ. ૩૬

ગંધ ન જાણઇ પદકમલ યા મકરંદ મુરારિ,
જીવત રામ નરનઇ ભજઇ મતિમૂઢા સા નારિ. ૩૭

સવિ કિંકિના હિતકારણઇ દીધી શીખ સુચંગ,
હવઇ યથાયુગતિ કહોસ, પૂરવ કથાપ્રસંગ. ૩૮

અજામેલ વેશ્યા તણુ લાગુ મોહ અપાર,
રાત્રિદિવસ ક્રીડા કરઇ, તજ્યુ કુટુંબ-પરિવાર. ૩૯

આણઇ ધિન ધૃતપણઇ, કરી વિનાણુ વિચિત્ર,
ઇમ કરતાં સંતતિ થઇ, તેહ તણઇ દશ પુત્ર. ૪૦

નામ નારાયણુ તણૂં સઘલા લહુડુ જેહ,
લાડિ પાલઇ માયબાપ, અતિ ઘણુ વલ્લમ તેહ. ૪૧

---

૩૬ કરિસ-જા. કરોસ, મં. કરેશ, ઘ. કરૂ, ખ. ગુ. અં' કરેગ. ૩૭ પદ-હિ. ફા. ઘ. પદમ,-ગુ. પદમિનિ; યા મકરંદ-હિ. પાગ્રુ મુકુંદ, ફા. ખ. યા મુકુંદ, કા. લજ્જા મુકુંદ; જીવત-હિ. ઘ. જીવ, ખ. જીવિત, મૂઢા-હિ. મૂઢી; યા૦-ખ. યથારૂપ વનીતા યા મુકુંદ મોરારિ. ૩૮ સવિ કિંકિના કા. સેવકના, અં. રાબ કેહેના; યથાયુગતિ-ખ. યથાયૂક્તિશું, આ યથાયુગતિઇ; કહોસ-ગુ. કહેશે, અં', કહીશ, ખ. કહેરા, મં. કહું. ૩૯ ત્યજ્યુ-જા. તિજૂ, ફા ઘ. તજુ, ખ. ત્યજી. ૪૦ વિનાણુ-ગુ કરમ; થઇ-ખ. હોઇ, ઘ. મં હવિ, ગુ. હુઇ; તણઇ-ઘ. તણા. ૪૧ લહુડુ-આ. લહુડઉ; નામ૦-ખ. નામ ધરૂં નારાયણીક; લાડિ-અં. લીલા; પાલઇ ખ. કરાવિ; માય-ગુ. બાય; ફા. માં કડી ૪૨ થી ૫૪ મી કડી સુધીના ભાગનું પાનું ખોવાયલું છે. ઘણુ-હિ. ઘ. ઘણુ.

ચૂપૈ

અજામેલ વેશ્યાઘરિ વાસ, બાંધુ બંધનિ આશાપાશ,
વરસ આઠ નઇ ઉપરિ અશી, યથા ચોર ઘાલ્યુ બાકરી. ૪૨
મરણકાલ તેહનુ પુહુત, લેવા નઇ આવ્યા જમદૂત,
ત્રિણ્ણિ ભયંકર નઇ વિકરાલ, દારુણ રુપ સરીખા કાલ. ૪૩
તે દેખી ભય મન માંહિ ધરયુ, સુત નારાયણીયુ સાંભરયુ,
ગાઢઇ દીધુ સાદ અપાર, તતક્ષિણિ આવ્યા હરિગણ ચ્યાર. ૪૪

પૂર્વછાયુ

રુપ અનોપમ તેહ તણાં, ગાઇ ગુણ ગોવિંદ,
શંખ, ચક્ર, ગદા ધરઇ, સેવક શરણ મુકુંદ. ૪૫
તે પૂછઇ યમદૂત નઇ: "કહુ તહ્મારું નામ,
"કિહાં વસુ, કેહેવૂં કરુ, ઠાકુર કેરું કામ." ૪૬

ચૂપૈ

"અહો દૂત તણા શ્રી ધર્મ, પુણ્ય–પાપનુ જાણૂં મર્મ,
"જેહવૂં પાપ હુઇ જેહનઇ, તેહવુ દંડ કરું તેહનઇ. ૪૭
"અહ્મ આયસ દીધુ જમરાજ, એહનઇ લેવા આવ્યા રાજ,
"નિઠુર પાપી કેરુ પિંડ નરક માંહિ પાચશૂં શત ખંડ." ૪૮

---

૪૨ બાંધુ–ખ. મં.બાંધ્યુ; ઘાલ્યું જા. ઘાલુ. ગુ જા. મં. ઘાલ્યુ. અં ઘાતો ૪૩ વિકરાલ–આ. ઘ. મં વિકરાલ, ખ. વિકરાલુ. ૪૪ ખ આ. ઘ, તેહ; ધરયુ–ખ. જા. ઘ, ધરુ; નારાયણીયુ–કા નારાયંણજી, સંશોધકે નવીન ધારવાળું નામ ખોસ્યું છે. જ. સંભરુ; સાદ અપાર–મં. તેહનિ સાદ; તતક્ષિણિ–જા તેતખિ; ૪૫ ગાઇ–કા. આવ્યા; ગોવિંદ–જા ગુ આ ઘ. ગોવ્યંદ. ૪૬ આ. માં કડી ૪૬ થી ૬૩ સુધીનો ભાગ ફૂટી, તૂટી, ગયલો છે, કિહાં૦ ગુ. કુણે તમને મોકલ્યા; ઠાકુર૦ ગુ ક્યાંહા તમારૂં ઠામ. ૪૮ નિઠુર–ખ. ગુ, ઘ. નિદર; પાચશૂં–હિ સિવાય અન્ય સઘળી પ્રતિઓમા પચશૂં, પચશે.

વચન કહિ ગણુ ત્રિલોચન તણા: " જમદૂત ! સુણુ એક વાત:
લોક પીડિવા તણુ ઉપાય, રક્ષા ભણુ કરુ છુ ન્યાય: ૪૯
પટલ તણી પરિ દીધી સહી, સાચૂં જૂઠૂં જોઇઉ નહી,
લેખૂં માડયૂં પરજા તણૂં, નઇ ઘર ઊગારયૂં આપણૂં. ૫૦
વહો દૂત તણા થી ધર્મ, બોલ્યુ મુખિ આપણુઇ અધર્મ,
નવિ ઉલખુ ભગત ભગવાન, પડિત તણૂં વઢુ અભિમાન. ૫૧

## (રામનામનો મહિમા)

જાણુ નહી યોગ જગનાથ, સાપ તણિ મુખિ ઘાલુ હાથ,
પાછા વલુ ભણી યમલોક, નહિ તુ મારયા જાશુ ફોક. ૫૨
મંત્રિ મંડૂકી બાપડી મણિધરિ મસ્તકિ બઇસઇ ચડી,
તેહનૂં કેઇ ન લિઇ નામ, જેહનઇ માથઇ સમરથ સ્વામ. ૫૩
તે પદ પામઇ પરમાનંદ, મરતા નામ તણૂં ગોવિંદ,
એક વાર વાણી ઉચ્ચરઇ, મહાપાપ ઉપપાતક હરઇ. ૫૪
વાલ એક ફેરુ અંગાર ઇંધણુ તણા દહઇ દશ ભાર,
તિમ એક નામ તણૂં ગોપાલ પાતક પંચ હરઇ તતકાલ. ૫૫
સવિતા સહસ્રકિરણુ પ્રકાશ અંધકારનુ કરઇ વિનાશ,
તિમ એક નામ તણૂં ગોપાલ, પાતક પંચ હરઇ તતકાલ ૫૬

૪૯ કહિ-મં કિહઇ, તણા-હિ સિવાયની બીજી પ્રતિઓમા ' તાત '; સુણ-ગુ સુણિ તહિં, ભણુ-જા અં ભણી ૫૦ ધ પિરિ, જૂઠૂં-જા ફેકુ, જોઇઉ મ. જોયુ, માડયુ ગુ માડી, ખ માડયું; નઇ-ખ ધ અનિ, ઉગારયૂં-ગુ ઉગારિ, કા. ઉગારયુ ૫૧ વહો૦-જા વહો દૂતો ધર્મ તણા શ્રીદૂત, બોલ્યુ-ગુ બોલિ, કા. બોલ્યો. ૫૨ પાલુ-જા ઘાલ્યુ, વલુ ભણી-મં. વલી જાયો, નહિ તુ-મ નહિ તરિ, ૫૩ મંત્રિ-કા. ગુ અ મત્રે, બઇસઈ-જા બિસઇ, ખ ધ બિઠિ, ખ તેહ તણુ ધ તેહનુ, કેઇ-જા ધ ખ. કો, લઇ-જા ખ. લિ ૫૪ ઉપપાતક-ખ હેલા ૫૫ ફેરુ-જા તણુ દહઇ-ખ દિહિ, દશ-ધ. ખ મં રાત, ગોપાલ-હિ ગોવિંદ, હિ તતકાલિ ૫૬ વિનાશ-મ. તે નાશ, ગોપાલ, ધ ભ હારિ

અલવંત સિંહ કેસરી એક, 'યમ' ઉપઇ ગજયૂથ અનેક,
તિમ એક નામ તણું ગોપાલ પાતક પંચ હરેઇ તતકાલ. ૫૭
જેહનઇ શરણિ એક શ્રીરામ, જીહ્વા અગ્રિ વસઇ હરિનામ,
સ્પરશન કરી શકઇ નવિ પાપ, તેહનઇ પશ્યપત્રિ યમ આપ. ૫૮
વદઇ સદા ગોવિંદ ગુણગ્રામ, બિહુ અથવા કરતુ કામ,
સ્પરશન કરી શકઇ નવિ પાપ, તેહનઇ પશ્યપત્રિ યમ આપ. ૫૯
કૃષ્ણકથારત જેહનું ચિત, લજ્જા છાંડી ગાઇ ગીત,
સ્પરશન કરી શકઇ નવિ પાપ, તેહનઇ પશ્યપત્રિ યમ આપ. ૬૦
પાતક જનમ કોડિનાં દહઇ, એક વાર જે વાણી કહઇ,
ઇચ્છા રહિત નામ જગનાથ, પાવક માંહિ પડ્યુ યમ હોય. ૬૧
નામ હરિરૂપ અક્ષર સાર, ભાવ ધરી ભણઇ એક વાર,
મોક્ષમારગ ઉપરે જેણ, કમરા કાછડ બાંધુ તેણ. ૬૨
વિષ્ણુ સદા જે સમરઇ સહી, અધક્ષણ એક વિસારઇ નહી,
બીજા વિધિ નિષેધ છઇ જેહ, સઘલા એહના કિંકર તેહ. ૬૩

---

૫૭ સિંહ–ખ. માહા, ઘ. રાંધ. ૫૮ જેહનઇ૦–કા. જેહનિ વસિ શ્રીરામ; જીહ્વા૦–જા. ગુ મં. જીહ્વા જિહ્ન ન મુકિ નામ; હિ. સ્પર. ૫૯ કા. માં આ કડી નથી. પત્રિ–હિ સિવાયની બીજી બધી પ્રતિ 'પત્ર ' તેહ નઇ૦–મં. પશ્યપત્રિ ન લાગઇ આપ. ૬૦ મં. કૃષ્ણકથા જેહનું જા. ગુ. ૬૧. ૬૧ કોડિ–કા. પ. ક્રોડિ; દહઇ–જા. દહઇ, ખ. નામ–ખ. તણિ; પડ્યુ જા. ધ. પડિઉ; ખ. માં આની પછી ની શ્લોક વધુ છે:–

हरो हरस्य पापानि दुष्टचित्तैरपि स्मृत ।
अनिच्छयापि संस्पृष्टो दहति ये पावक ॥

૬૨ દ્રવ–જા. ખ. દેવે, ધ, દિ; જેણુ–કા. ખ જેહ; કાછડ–કાછડું, કા. કાછડો; કમરા–કા. કમર; બાંધુ–ખ. બાંધ્યુ; તેણુ–કા. ખ. આની પછી અં. શુ મં. મા નીચેનો શ્લોક વધુ છે —

सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वय ।
यद्धपरिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥

૬૩ વિષ્ણુ૦–મં. કૃષ્ણકથા જે સમરઇ સદી. એહના–હિ. એના ૧ માં આ કડી નથી. ખ. માં આ ૬૩ મો શ્લોક નથી.

श्लोक

स्मर्तव्यः सततं विष्णुः विस्मर्तव्यो न जातुचित् ।
सर्वे विधिनिषेधाः स्युरेतयोरेव किङ्कराः ॥ १३ ॥

चूपै

યોગક્રિયા શ્રદ્ધાદિક કર્મ, આચરતાં નાનાવિધ ધર્મ;
નૂંન અધિક સકલ મહિમાય, હરિસમરણિ પરિપૂરણ થાઇ. ૬૪

श्लोक

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनं संपूर्णतां याति सद्यो वंदेतमच्युतम् ॥ १४ ॥

चूपै

વલી વચન કહૂં એકાંતિ સકલ પુરાણ તણુ સિદ્ધાન્ત,
વ્રતદાન, તપ, તીરથ સાર સમવડિ નાવઇ નામ મુરારિ. ૬૫

અડયલ.

જેહનઇ હૃદયે વસઇ વનમાલી, તેણઇ પ્રતિજ્ઞા સાચી પાલી,
યમના લેખાની લીહ વાલી, આવાગમનની ખડભડ ટાલી. ૬૬
કહૂં એક શીખામણુ સારી, જુ તહ્મે વાત માનુ અહ્મારી:
જે જન ભણીજઇ ભગત મુરારિ, દૂરિ છાડિજ્યો તે નરનારી. ૬૭

---

૬૪ યોગ-ધ. ખ. યાગ; ક્રિયા-ગુ. દયા ૬૫ વલી-ધ. વલીવલી; તણુ-મં. તણું; સાર-ધ. વારિ; ખ ને મં. મા નીચેનો શ્લોક વધારે છે:

गौकोटिदानं ग्रहणे तु काशी प्रयाग गंगोदक,कल्पवासी।
यज्ञायते मेरुसुवर्णदानं गोविंदनामानी समानी तुल्यं ॥

ઉપલા શ્લોકનુ બીજું પાદ આવું હોવું જોઇએ मकरे प्रयागः हरिकल्पवासी। અડયલ આ. મં. મડયલ, ખ. આદલ. ૬૬ લેખાની-ખ. જોક્ષમની; લીહ-ખ લીટી; આવાગમનની-કા. આવ્યા ગયાની, ખડભડ ટાલી-જા માં આ શબ્દો પડયા છે. ૬૭ ખ. ધ. આ. તહ્મો, ભણીજઇ-આ મં. ખ. ભણીઇ; છાંડિજ્યો-ખ. મં. છાડયો, કા. છાડો, ધ. છાંડજો.

રે યમદૂતા ! તહ્મે વિગૂતા, જુ વૈષ્ણુવની કરશુ ચિંતા,
પાછા વલુ મન માહિ વિમાસી, રાત્ર કરુ યમ આગલિ પાશી." ૬૮

ચઉપૈ

એણી પરિ કથા અનેક અદ્‌ભુતા, ઉત્તર રહિતા કરયા યમદૂતા,
વીઠ્ઠ વાદ, વદયા તેહ તણુઇ, પુહ્‌તા થાનકિ આપાપણુઇ. ૬૯
સાંભલીયુ હરિગણુસંવાદ, અજામેલ ઊપનુ વિખવાદ,
નિંદઇ મનિ યૌવન ધન ધીર, ધિક્ ધિક્ પુત્ર કલત્ર શરીર. ૭૦
અહનિશિ ધ્યાન વિષ્ણુનૂં ધરઇ, શ્રદ્ધા, શમ, દમ, તપ આચરઇ,
તિજ્યૂં કલેવર ગંગાદ્વારિ, અવિચલ પદ પામ્યુ મુરારિ. ૭૧

( વૈષ્ણુવનાં લક્ષણુ )

પૂર્વછાયુ

દૂત ભણુઇઃ " યમ ! સાંભલુ, ઉદ્ધત હરિગણુ ચ્યારિ,
" આજ્ઞા લોપી તહ્મ તણી, અહો મનાવ્યા હારિ. " ૭૨
ધર્મરાજ વલતૂં કહિઃ " વચન અનોપમ એહ,
" હૂં પ્રભુ અવર પુરૂષ તણુ, વિષ્ણુ ભગત નહી જેહ. ૭૩
" વૈષ્ણુવ કેરું આગણું સદા વિવર્જિત પાપ,
" તિહાં મ જાશુ આસના, જુ હિત વાંછુ આપ. " ૭૪

---

૬૮ યમદૂતા-હિ. યમદૂત, ફા. અં. ખ. યમદૂતો; ગુ. જુ દૂત તહ્મો વિગૂત; કરશુ-મા કરિસ્યુ; પાશી-હિ. અં. પાછી, ક઼ા. બેસી. ૬૯ વીઠ્ઠ-મા જીઠ્ઠ; જા. મા બીજું પાદ નથી, વીઠ્ઠ૦-મં. યમગણુ વલ્યા વચનિ તેહતણુઇ, વલ્યા-મં. વાલ્યા; આપાપણુઇ-જા ફ઼ા-હિ. તે આપણિ. ૭૦ મા. સંભલીયુ; વિખવાદ-હિ વિષાદ, આહલાદ; નિંદઇ-મા નંદઇ, ઘ. ખ. નંદિ; મનિ જા નિત, ધન-ખ. સુત. ૭૧ તિજ્યુ-જા તિજૂં, ખ ઘ. તયૂ, અં. ત્યાજ્યો પામ્યુ-હિ. મં. પામીયુ. ૭૨-૭૩ ખ. કિહિ; ફ઼ા એક; તણુ-ફ઼ા. ખ તુ, અવર-ખ. અવરુ, ઘ. અવરિ. ૭૪ આસના-કા આગથી

દૂત ભણઇ: "લક્ષણ કહુ જે જન ભગત મુરારિ,
"કદાચિત જાઊં નહી તેહ તણા ઘર દ્વારિ." ૭૫
ધર્મરાજ સેવકનઇ દિઇ શીખામણ સાર,
લક્ષણ વિષ્ણુ ભગત તણાં બોલસિ કરી વિચાર. ૭૬

ચૂપૈ

સર્વ ભૂતશૂં સમ ચિત્ત ધરઇ, ગુરુ મૈત્રી અનુકંપા કરઇ,
યથાલાભ સંતોષી જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૭૭
પરનારી દેખી મન માહી માતા ભગિની પુત્રી સમાહ
સદા વિચાર વિવેકી જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૭૮
સત્ય, શૌચ તપ, સંયમ સાર, ક્ષણભંગુર જાણઇ સંસાર,
શમ, દમ, દયા, દાન પર જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૭૯
ઇન્દ્રિય તણા ન વાછઇ ભોગ, લાભાલાભ, સંયોગવિયોગ,
હરિષ શોક નવિ આણઇ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૦
કામ, ક્રોધ, તૃષ્ણા નવિ કરઇ, શ્રદ્ધા સહિત ધર્મ આચરઇ,
મનિ અહંકાર ધરઇ નવિ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૧
પિતાપિતામહ પોષઇ માય, દેવ,વિપ્ર, ગૌ પૂજઈ પાય,
વર્ણાચાર ન છાડઇ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૨

---

૭૫ જા. કહિ; ખ મં. કહુ; જાઊં–ગુ. જાએવુ, કા. જાવું. ૭૬ સેવકનઇ–ગુ અં. સેવક પ્રતિ, ખ. અ વલતુ; કહિ–હિ. કહી, ખ. કિહિ; બોલિસિ–ફા. ખ. મં. બોલિશ, આ જા બોલિઇ, ઘ. બોલેસ. આની પછી મં. માં ૯૩મી કડી છે. ૭૭ ભણીઇ હિ ભણીજઇ; ઘ. વૈષ્ણવભક્ત. ૭૮ સમાહ–જા. ભાય, હિ. આ. મં. ભાવ; પરનારી ગુ પરનારીના; મન માંહિ–ગુ. હાવ; વિચાર–ગુ. વિચારી, વિવેકી–હિ. ગુ. વિવેક; ફા. માં આ કડી નથી. ૭૯ જાણઇ–ગુ. દેપી; પર–હિ. તતપર, ખ. તપ; કા માં આ કડી નથી. ૮૦ ખ. ઘ. ગુ. ઇન્દ્રી, કા. ઇન્દ્ર–સંશોધકનો સમજફેર છે. ૮૧ તૃષ્ણા નવિ કરઇ–આટલો ભાગ ફા. માં પડયો છે; ઘ. મા આ કડી નથી, અં. માં ભૂલમા લહીઆએ કડી ૮૪ મી અર્ધી બેવડી લખી છે: ૮૨ પૂજઇ–હિ. ખ. ઘ. પૂજન; છાંડઇ–જા. આ છંડઇ; પિતા૦–ગુ. માતાપિતાનાં પૂજિ પાય, સેવિ સુર બ્રાહ્મણ નિ ગાઇ.

રસના રામનામ ઉચ્ચરઇ, 'તુલસીમંજરિ' મસ્તકિ ધરઇ '
તિલક કરઇ 'હરિચંદન જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ.
ભૂધર ભજઇ ભગતિ નવ ભેદ, 'અર્પિત કર્મ ઉદરિ નૈવેદ,
અનંત આભૂષણભૂષિત જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૪
વિષ્ણુ તણા ગાઇ ગુણગ્રામ, વૈષ્ણવ જનનઇ કરઇ પ્રણામ,
પુરી દ્વારિકા-વલ્લભ જેહ, 'વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૫
'વ્રત એકાદશી વૈષ્ણવ મંત્ર, જાણઇ આગમમારગ તંત્ર,
હરિચરણોદક-વલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૬
ગોપીચંદન, શાલીગ્રામ, અહનિશિ હ્રદિ વસઇ શ્રીરામ,
ગીતા-ગંગાવલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૭
સાંભલતા ગુણ યાદવ વીર, હુઇ રોમાંચિત સકલ શરીર,
નયનાનંદ ઝરિ જલ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૮
વંચદ્રોહ, પરધન નવિ હરઇ, મનસા વાચા પરહિત કરઇ,
પર અપવાદ ન બોલઇ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૮૯
સંગાત સાધુ પુરુષની કરઇ, કૂડ-કપટ-પંચ જ પરહરઇ,
ક્ષમાવંત મન નિર્મલ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૯૦
સદા સકોમલ બોલઇ વયણ, કિહના દોષ ન દેખઇ નયણિ,
સર્વભૂતનઇ વલ્લભ જેહ, વિષ્ણુભગત નર ભણીઇ તેહ. ૯૧

---

૮૩ તિલક૦-ગુ. હરિચરણોદકવલ્લભ જેહ; ફા માં આ કડી નથી. હરિચંદન-આ. હરિચંદનિ. ૮૪ ભેદ-જા. ભેદિ; નૈવેદ-ફા નિવેદ; ભૂષિત-ગુ ભૂષણ જેહ-મં. દેહ. ૮૫ ફા માં આ કડી નથી ૮૬ આગમમારગ-મારગ આતમ; ઘ. માં આ કડી નથી. ૮૭ હ્રદિ-ઘ. રૂદિ, હિ હ્રદ. હ્રદય; અહનિશિ૦-આં. અહનિંશ કરે વિષ્ણુનું ધ્યાન; ગીતા-હિ. [illegible] ગીત ૮૮ હિ. હોઇ [illegible] નિત, રોમાંચિત, જલ-જા. મં. નીર, નંદઇ. ઘ. [illegible] ૮૯ [illegible] આં. બોલ્યો અપવાદ. ૯૦ પંચ-મં. જા. તિલક, જ ઘ. [illegible] એક; તણુ-ફા. જ કિહના-ખ. કિહિના; આ. ૭૨-૭૩ જા. કિહિ. ફા

જે વન વાવઇ તુલશી તેણું, પરહરજે તેહનૂં આંગણૂં,
વિષ્ણુકથા વંચાઇ જિહાં, રખે વિશંસઇ જાઉ તિહાં. ૯૨

વૈષ્ણુવ કેરું કુલ સ્વસ્થાન, માયબાપ બાંધવ સંતાન,
સંગતિ, પ્રીતિ, શયન, વિશ્રામ, દૂત મ લેશુ તેહનૂં નામ. ૯૩

વલીવલી કહૂં શીખામણ ઘણી, દિશિ મ જાશુ વૈષ્ણુવ તણી."
ઇણી પરિ વચન વિચાર અનેક યમિ સેવકનઇ કહ્યુ વિવેક. ૯૪

ભગતવત્સલ ભણીઇ ભગવંત, એકમનાં ઉલગું અનંત,
ઇણઇ દષ્ટાંતિ કહી એ કથા, મુગતિ અજામેલ પામ્યુ યથા. ૯૫

ભગતયોગ કેરુ દેવેશ, લક્ષણ બિધિ કહ્યા ઉપદેશ,
એ કથા જુ આવઇ હૈઇ, એકેકિ સાધનિ છૂટિઇ. ૯૬

પોપટિ યમ વાણી ઉચ્ચરી, હૈયા માંહિ નવ આવઇ હરિ,
વિષ્ણુભગતિ કહિતાં સોહલી, સમ્યક્ પરિ કરતાં દોહિલી. ૯૭

શીખ અવરનઇ દીધી સહી, માહરઇ પોતઇ એકઇ નહી,
ભીમ ભણઇ નવિ જાણૂં વાદ, છૂટસિ વૈષ્ણુવ તણા પ્રસાદ. ૯૮

---

૯૨ તણું-ગુ. તણું; વિશંસઇ-ખ. ધ. મં. વરાંસિ; જાઉ-ધ. જાતા. ૯૩ સંગતિ-ફ્રા. આસન; શયન-આ. સમય, ધ. સ્વજન, કા. સેન. ૯૪ વિચાર અનેક-હિ. કહ્યાં વિચાર, ખ. વિચારૂ અનેક; અનેક-મં. વિવેક; યમિ૦-મં. દૂત ભણાવ્યા યોગ અનેક; કહ્યું-ફ્રા. કહ્યઉ, ધ. ખ. કહુ. ૯૫ ભણીઇ-ગુ. ભણીવિ; ઓલગુ-ફ્રા. ગુ. જા. આ. ઉલગિ; અં. અલગો, કા. સાંભળજો; અનંત-કા. સંત; એ-ગુ. મિ. ૯૬ કહ્યા કા. દિધો, મં. ગુ. કહ્યું; હૈઇ-જા. હૈઇઇ, ખ. ધ. હઇયિ; એકેકિ-હિ. એકેયા, કા. અક્કેક, અં. એકેકે, ખ. એકાએકિ; સાધન-આ. પરશાનિ; છૂટિઇ-હિ. છૂટઇ. ૯૭ પોપટિ-આ. ફ્રા ધ. ખ. પોપટ; હૈયા-જા. હિયડા, ખ. હઇડા; નવ-હિં ન, ખ. જુ; પરિ કરતાં-ગુ. ખ. આચરતાં; હિ. દોહલી. ૯૮ એકઇ-જા ભ. એક, અં. એકે; છૂટસિ-જા. મં. છૂટિસિ. ફ્રા. છૂટેસ, ખ. છૂટૂં, આ. છૂટઇ, ધ. છૂટોસ, અં. છૂટે.

## ઇન્દ્રના પાપનો પ્રતિકાર

પૂર્વછાયુ

દક્ષ તણુઇ તપસાં કરી પુત્ર ઊપના જેહ,
નારદઇ વચનઇ કરી, મુગતિ પામિયા તેહ. ૯૯

ચૂપૈ

વિશ્વરુપ પુત્રીસુત જેહ, દેવ પુરોહિત ભણીઇ તેહ,
દીધૂં હિત કહી નઇ ઘણું કવચ શ્રીનારાયણુ તણું. ૧૦૦

પૂર્વછાયુ

ઇન્દ્રિ તેહનુ વધ કરયુ, હત્યા તણુ પ્રતિકાર,
સ્રી, તરુઅર, જલ, મેદિની, આપ્યાં થાનક ચ્યાર. ૧૦૧

ચૂપૈ

ઊપન્નુ વૃત્રાસુર નામ, વાસવશૂં માંડયુ સંગ્રામ,
તેજઅલ ભક્તિ જ્ઞાન અપાર, બોલ્યાં વિવેક વચન વિચાર. ૧૦૨

## રાજા ચિત્રકેતુને બોધ

તેહ વધ-પાતક-પ્રતિકાર પૂરવ જન્મકથા અવતાર,
રાજા ચિત્રકેતુ ત્રૈલોક્ય, પુત્ર તણુ તે પામ્યુ શોક. ૧૦૩
આવ્યા રિષિ નારદ અંગિરા, કરયુ વિશોક સકોમલ ગિરા,
જીવ તણા નિજ વચન નિબોધ નારદઇ આપ્યુ વિદ્યાબોધ. ૧૦૪

---

૯૯ ઊપના-જા. ધ. ઉપનુ, ગુ. અં. ઉપનો; વચનઇ-ફા. તપસા. ૧૦૦ પુત્રી-ધ. નિષ્ટરા; ધ. દીધુ; ઘણુ; હિત-જા. દેવ; ઘણું-ફા. ઘણુઉ; કવચ૦ હિ માં આ પાદ પડેલું છે. ૧૦૧ ખ. ધ. કરે; હત્યા તણુ; જા. ફા. ગુ. હત્યાનુ; આપ્યાં ખ. કીધા એ; હિ મં. ચ્યારિ. ૧૦૨ ઊપન્નુ-જા. ઉત્પન્નુ; તેજ-હિ. સિવાયની બીજી પ્રતિઓમાં 'તેહ'; ભક્તિ-મા. ભગતિઇ; જ્ઞાન-ફા. મા. ધ્યાન. ૧૦૩ અવતાર-હિ. અપાર; પામ્યુ-ફા. પામ્યઉ, જા. પાલિ ૧૦૪ કરયુ-ફા. કરયઉ, ધ. કરુ, ખ. કરાં, કીધુ; સકોમલ-ખ. વિચેષિ; નારદઇ-ગુ નારદિ કથા કહી પ્રબોધ; બોધ-ફા. વિદ્યાપ્રતિબોધ.

સંકર્ષણુદર્શનિ આલ્હાદ, તેહનઇ કીધુ બહુ પ્રસાદ,
આપી વિદ્યા પરમા બુધિ, ચોડઇ કાલિ પામ્યુ સિધિ. ૧૦૫
એક વાર પુહતુ કૈલાશ, હસિયુ દેખી લીલવિલાસ,
પારવતીનઇ શાપઇ કરી, પામ્યુ યોનિ તે આસુરી, ૧૦૬
ઉતપતિ દિતિનઇ ઉદરિ નિવાસ મરુતગણુ ઉગણપંચાશ,
પતિ પૂછયા કશ્યપ ભગવાન, કહીયૂં સુવ્રત વચન વિધાન. ૧૦૭
ભીમ ભણુઇ સાંભલનાં એહ, અતિ ઘણુ પાતિક છૂટઇ તેહ,
છઠિ સુધિ વચન વિખ્યાત એતલઇ કલા પુહુતી સાત. ૧૦૮
ઇતિ શ્રી વિષ્ણુદાસ ભીમવિરચિતા હરિલીલા સોલ
કલામાં સપ્તમી સમાપ્તા ।



## કલા ૮ મી

### પ્રહ્લાદ આખ્યાન

પૂર્વછાયુ

સપ્તમઇ પ્રહ્લાદનુ ભક્તિયોગ ભગવાન,
હિરણ્યકશિપુ રખિ મારીઉ બોલિશી તેહ આખ્યાન. ૧

---

૧૦૫ સંકર્ષણુ-જા. સંકર્પણિ; દર્શનિ-હિ. મા. સિવાયની બીજીમાં 'દર્શન'; બહુ-ગુ. બહુત; પરમા-હિ. પામી, કા. પરમાર્થ; ખ. ધ. ચોડિ; પામ્યું. હિ. પામીયુ, પામીઉ, ધ. પામયુ; સિદ્ધિ-જા. ઘ. શુદ્ધિ. ૧૦૬ પુહુતુ-જા. ગુ. પુહુતા; કૈલાશ-જા. ફા. કૈલાશિ; હસિયુ-ગુ. હસિયા. ૧૦૭ ઉદરિ-કા ખ. ઉદર, અં. ઉદરે; પૂછયા-ખ. પૂછિ, મં. પૂછયુ; કહીયૂં૦-ફા. સાભલિ રે તૂં આતમજ્ઞાન. ૧૦૮ ઘણુ-ખ. ઘણા, ગુ. ઘન; વિખ્યાત-હિ. મા. વિક્ષાત. ઇતિશ્રી-હિ. માં—ભીમવિરચિત, વિષ્ણુપુરાણે હરિ—છે. પણ મં. કા. ફા. માં "વિષ્ણુપુરાણે" નથી, ધ. જા. ઇતિશ્રી ભાગવતી કથા હરિલીલા૦; મં. હરિલીલામાં ભીમવિરચિતે કલાગ્રંથે ભાગવતે ષષ્ઠ સ્કંધે કલા સપ્ત સમાપ્તા સંખ્યા ચૂપૈ ૮૨; પૂર્વછાયા ૨૪; મડયલ ૭; શ્લોક ૧૭; એવં ૧૨૬. મં. માં ચોપૈ જોઇએ, કારણુ તેની ૬૫ મી (જે ૯૨ છે) કડી બેવડાઇ છે. તેમ શ્લોકની સંખ્યા લહીયાએ ભૂલથી ત્રણુ વધુ મૂકી છે.

વધ દેખી શિશુપાલનુ રાય યુધિષ્ઠર વાન,
મુનિવર નારદ પૂછિઆઃ " કુહુ વૃત્તાંત એ તાત ! " ૨
નારદ ભણઇઃ " કથા કુહુ, સુણુ યુધિષ્ઠિર રાય !
" કૃષ્ણશરણ એ પામિઉ તેહ તણુ મહિ માય. " ૩

ચૂપૈ

એક વાર સનકાદિક ચ્યાર, તે પુહુતા વૈકુંઠ મઝાર,
જાતાં વારયા મુનિ સંતાપ, જયવિજયનઇ દીધુ શાપ. ૪
રિષિ વિનવ્યા ભાવિ મનિ ધરી, તે ઉપરિ અનુકંપા કરી,
પામશુ હરિપદવિશ્રામ ત્રીજિ જન્મિ તમ્હારૂં ઠામ.

પૂર્વછાયુ

હિરણ્યકશ્યપુ, હિરણ્યાક્ષનુ પ્રથમઇ જન્મ ભૂપાલ:
બીજઇ રાવણ, કુંભકરણ; દંતવક્ત્ર, શિશુપાલ. ૬
વધ દેખી હિરણ્યાક્ષનુ, માતા પામી શોક,
પુત્ર વચન બહુ બોલિયાં, કીધુ તેહ વિશોક. ૭

ચૂપૈ

હિરણ્યકશિપુ મનિ કરી વિચાર, તપ માંડયુ અતિ ઉગ્ર અપાર,
રહિ નિરંજન વન મઝારિ, તજ્યૂં અણ્ફલ ભોજન વારિ.
ઇમ કરતાં દિન હૂઆ ઘણા, ત્વચ, નખ, કેશ ગયા શિર તણા,
બ્રહ્મા આવ્યા અંતરિ ધ્યાનિ, તુઠાઃ " વછ ! માગિ વરદાન. "

---

કડી ૮ મી

૨ રાય–જા. રાઉ ક્રૃ.મં. સુખિ, ખ સુણય, એ–જા પદ, ફ્ર. જે; પામીય ધ. પામયુ ૪. હિ ચ્યા.રિ. કડી ૪ થી ૭ અં. માં નથી. વારયા–જા ગુ વારયુ, ખ. ધ. વારા; મુનિ–હિ મન, ફ્રા ખ. મનિ. ૫ ધ. ઉપરિ હિ. પામિશુ; જા પામ્યેસુ, મા પામિસ્યુ, ફ્રા. પામેશુ, ખ પામશુ, ધ પામેશ, ક્રા પામિસ. ૬ હિ હિરણ્યાક્ષનુ, પ્રથમઇ–ગુ પિહિલી; દંતવક્ત્ર મં.મા હિ. દંત વ્યાપવક્ત્ર. ૭ કીધુ–જા મા. કીધી; તેહ૦–ખ. તેહનુ નવિ શોક; વિશોક–ગુ. વિશેષ. ૮ માંડયુ–ફ્ર. માંડયઉ; હિ. અપારિ, તજ્યું ધ. તર્યું. ૯ હિ [illegible] તુઠા–જા. મા. ખ. તુઠ, ફ્રા તુઠઉ

"ધરિ, બાહરિ, નભ ધરા મઝારિ, દેવ અસુર, પન્નગ, નરનારિ,
"સૂકઇ, નીલઇ, દિવસ ન રાત્રિ, મુઝનઇ મરણ ન આવઈ તાત!" ૧૦

માગ્યૂં તે આપ્યૂં વરદાન, બ્રહ્મા હુઆ અંતર્ધ્યાન,
હિરણ્યકશિપું હરષિત આવિયુ, વેગિ મેલાવુ મેલિઉ. ૧૧

કોપ કરી ચાલ્યુ અસુરેન્દ્રઃ "યુદ્ધ કરી નઇ જિતુ ઇન્દ્ર."
કાઢયા દેવ ધરી નઇ કંઠિ, નાઠા તેહ ગયા વૈકુંઠિ. ૧૨

કેશવ નઇ કીધુ પ્રણામ, કર જોડી વિનવિયા સ્વામિઃ
"હિરણ્યકશિપુ પરભવ્યા અપાર, "રાખિ, રાખિ હો વિશ્વાધાર!" ૧૩

વિષ્ણુ ભણઇઃ "દેવા! સાંભલુ; કરેશ કાજ, તહ્મે પાછા વલુ,
"સંતદ્વેષ આણશિ યદા, પાપી મરણ પામશિ તદા." ૧૪

હિરણ્યકશિપુ કેરું બલ બહૂ, મારી હારિ મનાવ્યા સહૂ,
જિતા સુર, નર, પન્નગ લોક, પાલઇ રાજ તણું ત્રિલોક. ૧૫

સુત પ્રહ્લાદ વડુ તેહ તણઇ, ગુરના પુત્ર કહિ તે ભણઇ,
પિતા પ્રશંસી પૂછઇ વાતઃ "શૂં શૂં ભણિયુ કહિનઇ તાત!" ૧૬

વલતૂં વચન કહિ પ્રહ્લાદઃ "કરી ન જાણું કૂડુ વાદ;
"હરિનૂં નામ ન મૂકૂં ઘડી, સાચી વિદ્યા એ આવડી. ૧૭

---

૧૦ નભ–જા. મં નગ, ગુ નવિ, હિ. અસુરનઇ પન્નગનારિ; દેવ–ખ. દૈત્ય. ૧૧ માગ્યૂં૦–ધ. "માગુ તે આપુ વરદાન" હિ હોઆ; હિ. અંતર્ધ્યાન. આવીયુ–ગુ. ઉઠીઉ. ૧૨ કાઢયા–ગુ. નાક્ષા; ગયા–કા. પોહોત્યા. ૧૩ હિ અપારિ. ૧૪ કરેશ–જા. મા. ફા. કરયોસ, ધ. કરોસ; દેવા–ખ. દેવો; સંત–કા. સુતશુ; આણશિ–જા. મા આણિશિ, મા. કરિશિ, ગુ. જા. ખ. ધ કરિસ; હિ પામિશિ ૧૫ ખ. ધ. પાલિ; મનાવ્યા. મનાવ્યૂં, હિ. ગુ ધ. મનાવ્યું; ૧૬ ખ કનિ, કા કહણ; હિ ભણીયૂં; અં. ખ. ભણીયા, કહિ–જા. ગુ. કહુ, ધ કિહિ. ૧૭ કહિ–મં. નિલઇ; ધ. કિહિ, વચનૂં૦ ખ લિખિ લિખિવાઇ પીતા સૂણઇ વાત, રૂચિ નહી મઝ મીઠી વાત; મૂકું–ખ. મેહેલૂં.

" કથાશ્રવણ, હરિકીર્તન સાર, સ્મરણ ભજિવા તણા પ્રકાર,
" અર્ચન, વંદન, સેવાભેદ, સખ્યપણૂં, આતમનિવેદ. ૧૮
" નવ વિધિ ભક્તિ તણી મુરાર, સઘલા ભણવા માહિં સાર,
" સાંભલિ સાચૂં બોલૂં તાત ! ગમઇ નહી મુઝ બીજિ વાત." ૧૯
પિતા ભણઇ: "રે સુત ! નિર્ગુણ, તુઝનઇ શીખ દિ છિ કુવણ ?"
" હૂં વાઢૂં જેહશૂં સંગ્રામ, તૂં કાં લેઇ તેહનૂં નામ ?" ૨૦
પુત્ર પિતાનઇ વલતૂં વદઇ: "વિષ્ણુ વસિ સવ કિહિનિં રિદઇ,
" અંતરયામી રૂપઇ રહઇ, મુઝનઇ તે શીખામણ કહઇ. ૨૧

શ્લોક

शास्ता विष्णुरशेषस्य जगतो यो हृदि स्थितः।
तमृते परमात्मानं तात कः केन शिष्यते ॥ १ ॥

ચૂપૈ

અસુર ભણઇ: "રે નિષ્ઠુર પુત્ર ! તૂં અવતરિઉ માહરૂ શત્રુ,
" પિતાવચન મન માહિ ન ધરઇ, વિરી તણુ પક્ષ આસરઇ." ૨૨
" વ્રત, દાન, તપ, તીરથ બહૂ, પુસ્તક પોથાં ચોથાં સહૂ,
" મુક્તિ સંપદા વાછિશિ તાત ! ભણિ ગોવિંદ ગોવિંદ દિનરાત્રિ." ૨૩

---

૧૮ સ્મરણ–અં. શરણિ; ભજવા–ખ ભજિવા, ગુ ભજેવા, ઘ. ભણવા; સેવા–ગુ. પૂજા; ભેદ–ખ. ભેવ; સખ્યપણૂં–ખ. શીખ્યપણું, ઘ. જા. ગુ. સાક્ષપણું. ૧૯ ગમઇ–હિ. સિવાય બધી પ્રતિમાં 'રૂચઇ' કે 'રૂચિ'; બીજિ હિ. કુડિ આના પછી પ્રા. ઘ. માં આ શ્લોક વધારાનો છે: श्रवणे कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं। अर्चनं वंदनं दास्यं साक्ष आत्मनिवेदनम् ॥ ૨૦ નિર્ગુણ–જા. નિઘ્રુણ; કા. નિરધંણ; નઇશીખ–ઘ. ખ. શીખામણ; લેઇ–હિ લેઇ, ખ. લ્યું છું. ૨૧ પિતાનઇ–પ્રા. કા. પિતાશું; –ખ. સાંપઇ; ખ. ઘ. युक्तो यो हृदयस्थितः। ૨૨ આસરઇ–ગુ ા, કા. અણુસરિ, અં. ગુ. અનુસરે ૨૩ વાંછિશિ–અં. વાંછ્શી; જા. જા. ાંછિસ, ખ. વાંછિ, ઘ. વાંછઇ;–દિન–હિ દિવસનઇ. શ્લોક पद जा. प्रा २८.

श्लोक

कि तात वेदागमशास्त्रचिन्तनै-
स्तीर्थैः समस्तैरपि किं प्रयोजनम् ।
यथात्मनो वाञ्छसि मुक्तिसंपदां
गोविन्द गोविन्द इति स्फुटं वद ॥ १९ ॥

ચૂપૈ

હિરણ્યકશિપુ રોસઇ પ્રશઇ, હોડ મિહુ દાતેશૂં ગ્રસઇ;
તેડયા સેવક કીધુ સાદઃ " ગાહુ તાડુ એ પ્રહ્લાદ. " ૨૪
વચન સુણી લેઇ ચાલ્યા તેહ, ગિરિ, ગહ્વરિ, જલિ નાખ્યુ એહ,
વૃક્ષ, શલા, અસિ, મુદ્દગર-માર, પીડા નવિ ઉપજઇ લગાર. ૨૫
પરિભવ સિંહ. મહિષ, ગજ, વ્યાલ, વિષ હાલાહલ, પાવક ઝાલ,
ભેદઇ નહિ વજ્રમઇ અંગ, રક્ષા કરઇ સ્વામી શ્રીરંગ. ૨૬

શ્લોક

अरिर्मित्रं, विष पथ्य, अधर्मो धर्मतां व्रजेत् ।
त्वयि तुष्टे जगन्नाथ! विपरीते विपर्यय- ॥

ચૂપૈ

પાછુ આવ્યુ રાજદુવારિ, સેવક ભણઇ "સ્વામી અવધારિ,
" અનેક પરિ દૂહવિઉ સહી, એહનઇ ટાઢી લાગઇ નહી " ૨૭

---

૨૪ હિ રોસિઉં-હિ આ ધગિંઇ,-દા અં ઉચ્ગે, હિ એહુ. પ્રસઇ-હિ. સિવાયની બીજી પ્રતિઓમા ' ડસઇ, ' ગાહુ-ખ ગાહિ, ફા ગાહડઉ; તાડુ-હિ તાડચુ, ફા તાડઉ ૨૫ ચાલ્યા-આ. આવ્યા, એહ-હિ લેય. ૨૬ સિહ-ત્તન ફા સહિ, ખ સંધ; વ્યાલ-હિ ઝાવ, શ્રીરંગ હિ શ્રીગોવિંદ, દા ગોવિંદ ૨૭ ફા પાછઉ, ખ તા દૂહવ્યુ, ઘ દૂહવ્યુ, ગુ. દુખ્યીક, દા દૂખ્યો, દુવારી-ખ દુયાર.

ગુરૂના પુત્ર વિચક્ષણ જેહ, શુંડામરક બોલાવ્યા બેહ,
વળી ભણિવા નઇ મૂક્યુ તેહ: "રાજનીતિ ભણાવુ એહ." ૨૮

મોટુ ગર્જ્યુ એક મુકુંદ, ભવભયભંજન શ્રીગોવિંદ,
તેહની નીતિ ભણઇ પ્રહ્લાદ, છાડ્યુ બીજુ મિથ્યા વાદ. ૨૯

હરિ, પુરૂષોત્તમ, પરમાનંદ, કેશવ, કૃષ્ણ, મુરારિ, મુકુંદ,
સત્ય, સનાતન, રાઘવ, રામ, જિહ્વા જપઇ ગોવિંદ ગુણગ્રામ ૩૦

એક વાર સૂતી નેશાલ, તેડ્યા સરવા નાહના બાલ:
"અહિનિશ ધ્યાઉ શ્રીગોપાલ, બીજૂં ભણવૂં આલપંપાલ." ૩૧

વચના બાલક બોલઇ સાર: 'સિદ્ધાવર્ણ સૂત્ર વિચાર,
ભેદ જાણિવા સ્વર વ્યંજન, અહો ભાગું અક્ષર બાવન." ૩૨

ભણઇ પ્રહ્લાદ: "અછઇ એક સૂત્ર, તહ્મો ભણુ છુ તે કસૂત્ર,
"સિદ્ધો વર્ણ વ્યાપક નિર્વાણ, ક્ષરઇ નહી તેહ અક્ષર જાણિ. ૩૩

"નારદ તણા વચન છઇ જેહ, સુણુ ઉપદેશ કહું હું તેહ.
"બાલપણઇ સેવુ દેવેશ, વિષયા વ્યાપઇ યૌવન વેષ. ૩૪

"વાઢિ પુત્ર-કલત્ર-સંયોગ, મિત્ર, પશુ, ધન, નાના ભોગ,
"રાગ, દ્વેષ, તૃષ્ણા, અહંકાર, મચ્છર, દરિયા, મરણ અપાર, ૩૫

૨૮ મુક્યુ ક્રા મૂક્યુ, ભણિવા-દ્વિ. મં ભણવા, પ્ર. ભણેવા, ભણાવુ-દ્વિ ભણાવ્યુ. ૨૯. ધ, મોર, મુકુંદ-દ્વિ મુકુંદ: શ્રીગોવિંદ-ખ ઘ. પરમાનંદ; ખ છાંડી, બીજુ પ્ર. ક્રુ. મિથ્યા-પ્ર. ક્રા મં વિષા ૩ દ્વિ. ક્ર. મિત્રાવની બીજી બધી પ્રતિઓમા આ કડી નથી. ૩૧ ભણવૂં આ ભણિવૂ: બીજૂં-દ્ત માં આ પાઠ પડતું છે ૩૨. વચના-દ્ત વચનૂ દ્વિ. ઘ બોલવા, ભેદ-કા ભેદ, ભાગું-ગુ ભાગુ. ૩૩. અછઇ-કા સુણો રે તે કસૂત્ર-ગુ એક જ સૂત્ર, ક્ર. કોણ સૂત્ર ૩૪ તણા-ખ. ના દ્વિ વચ.. છે બપિ-ક્રુ. ખ. વ્યાપે, કા ન વ્યાપે. ૩૫ વાઢિ દ્રા વાઢર દરિયા-મ દર્પ; મં-દ્વિ મરિયા, ક્ર. મુખ.

" કામ, ક્રોધ, મદ લોભ વિશાન, આશામધન માયાજાલ,
' મસ્તકિ કુટંબ તણું નિત્ય ભાર, ચિંતાવ્ય કુવ ગૃહવ્યાપાર ૩૬

" વિષ્ણુવાર્તા નવિ સાભલઇ, મન માકડ દિહુ દિશિ ફિરઇ,
" છાડી જાઇ યૌવન વેશ, પૃઠિ જરા કરઇ પરવેશ ૩૭

" જરા શાકિની દોષ અગાધિ, જમની આવઇ સરરી વ્યાધિ,
" ઇન્દ્રી વિકલ સકલ ગતિ રહી, બુદ્ધિમલ તેજ પરાક્રમ નહી ૩૮

" ઢીલી ત્વચા, લીલરી વલિ, મસ્તક કંપઇ, આવિ મિંઠૂ ગલઇ,
' ડસણ રહિત મુખ, જર્જર ગાત્ર, શોક મોહ પીડઇ દિનગતિ ૩૯

" પુત્ર કલત્ર નવિ આદર કરઇ, બેઠિુ પરહુંશ પેટ જ ભરઇ,
" ભૂખ્યા તરશા નહી સભાલ, લજ્જા રહિત યથા ગૃહપાલ ૪૦

" સગા સબધી મૂકઇ સાથ, ગરઠુ બલદ યમ કાઢી નાથ,
" ત્રુહિ જાણુઇ ૬ ઘરધણી, મનિ વલગી મમતા પાપિણી ૪૧

" કાલ પુહુતઇ પામઇ મરણ, યમયાતના, વની અવતરણ,
" યૌવન જરા, મરણ, ભવપાશ, વલી અધોમુખિ ઉદરનિવાસ. ૪૨

---

૩૬ મસ્તકિ૦ જા મા આ પાદ પડેલુ છે નિત્ય હિ સિવાયની બધી પ્રતિઓમા 'બહુ', ગૃહ ઘ ગૃહિ ૩૭ માકડ જા –માંકડી સાભલ૦ જા આ મ સાભરઇ, ખ સાભરિ, ઘ સભારિ, કા અ સાભરે, દિહુ–ખ મ'. દુહુ, ઘ દોહો, ૩૮ જમલી૦–શુ તેહને અધ ક્ષણ નહિ સમાધિ વિકલ–કા હીનબલ ૩૯ વલી કા ગાલ, લીલરી–શુ લીલરડી, કા નિવરીયા શુ, કાપિ આવિ૦ શુ આપેઆપે બેહુ ગતિ ડસણ–અ ખ દશન. મ કા દર ગત,ઘ ફા દર્શન–પણ તે ભૂલ છે પીડઇ હિ પીડિત ૪૦ કરઇ–ખ ફા ઘ કરિ, ભરિ, હિ બિઠુ ફા બીડઉ, પરહુશ ફા આ પરવસિ, જા. પરભવ, મં પરમ હંસ, શુ ભરહંસ, અં પરવર, જ–ઘ જા મા નથી, યથા–કા થથા, ૪૧ સાથ હિ આરા,ગરઠુ–આ ગરડુ, ઘ નરઢા, ફા ગરડઉ યમ જા આ ખ યથા, કાઢી નાથ જા આ કીનાશ, મનિ–ઘ માતા ૪૨ ભવપાશ મં. ભયપાશ, અધોમુખિ–શુ વિશેષ

" સ્વર્ગ ધરા પુનરપિ પાતાલ, જાણે રહેંટ તણી ઘટમાલ,
' એણી પરિ દેશ ફિરંત અપાર, ભવસાગર નવિ પામઇ પાર. ૪૩
" સાચી વાત તે સાભલુ સહી વિષ્ણુ વિના છૂટીજઇ નહી,
" ક્ષણભગુર એ અસ્થિર દેહ, સેવુ નિત્ય આતમા છઇ જેહ ૪૪
" એક સદોદિત સર્વાવાસ, સત, સનાતન, સ્વય પ્રકાશ,
" અનત, અતરયામી હરિ, બીજિ વિદ્યા મૂકુ પરહરી " ૪૫
એણી પરિ વચન વિવેક વિચાર, હરિ ઉલગવા તણુ પ્રકાર,
દયા કરી નઇ દીધી શીખ, સઘલા કીધા આપ સરીખ ૪૬
આવ્યુ ગુરુ, દીઠુ પ્રહ્લાદ, કરતુ વિષ્ણુ-કથા-સવાદ,
મન માહિ વિમાસણ થઇ, પગની જ્વાલા મસ્તકિ ગઇ. ૪૭
" અરે ! કુબુદ્ધિ ! હઇ કરયૂ, તિં એકિ વિણુકઈ નવિ સરયૂ
" વિષ્ણુમાહી સઘલી નેસાન " રોમ ભરી નઇ દીધી ગાલ ૪૮
લેઇ ચાલ્યુ બિ બાહઇ ધરી, રાન રાઇ આગલિ જઇ કરી,
પૂર્વકથા તણી પરિ કહી " શીખ અમારી માનઇ નહી." ૪૯
હિરણ્યકશિપુ કહઇ " રે દુષ્ટ માહારુ ભય નહી પાપિષ્ટ !
' કિ ટાનૂ તૂ બલઇ એ બાલ ! મરણ તણુ હુઇ આવ્યુ કાલ." ૫૦

૪૩ તેણે જ ઘણા રહેંટ-વ અરહટ, ક રહેટ, ઘટમાલ-આ ઘડિ-યાલ ખ ઘમાલ, ગુ ઘમમ ફિરઇ ત ફરયુ પાનિ ગુ લાસે ૪૪ સાભલુ હિ માતનિ ફ સાભલિજે હિ મ છટીઇ-ગુ છૂટીયે ફ છૂટે । અસ્થિર ગુ અથેર ૪૫ એક ત એ ૪૬ ઉલગવા ગુ. ઉલગ કરવા, તણ-ફ તણુ ૪૭ આવ્યુ-આ ફ ત ખ સ આવ્યા દીઠુ ફ દીઠ થઇ સ ખ થૈ, ત ઘ ા પગની-હિ પગ તણી વિમાસણ-મ ચિતા અતિ મસ્તકિ-મ માથિ ૪૮ આ તઇ, ખ તિ, હિ તિ વિણુકઇ-હિ વિણુકિ ગુ વિણકિએ, ફ વિણુસિ, ખ વિણુકિ, ઘ ઓપકિ ફ સરયૂ ૪૯ કહી-હિ ત આ કહી ૫૦ ટાનૂ-ત આ ટાલનુ, ગુ ટાલનુ, ખ મારકૂ તૂ હિ તુઝ ક તુઝ બાલ । જ ગુ ઘ આણિ, [illegible]-ત ૫૬ ફ ગુરુ, ગુ પુઇત

ભણુઇ પ્રહ્લાદ કહૂં એક વાત " દુઃખ કેરું કારણુ મન તાત '
" અંતરયામી માહારુ સ્વામિ, ભય તણુ તેણિ રુંધ્યુ ઠામ." ૫૧
હિરણ્ય –" પુત્ર ! કરઇ છઇ કૂડૂ ભાવ, સાપિ ખાધુ આકિલિ ચાવિ,
" બિહુ રહિશિ તાહરુ સ્વામિ, હૂં હવડા ટાલશિ તુઝ ઠામ" ૫૨
ભણુઇ પ્રહ્લાદઃ " પિતા ! અવધારિં કાલ સર્પ કહીઇ સંસાર,
" તે તુઝ નઇ મૂકિશિ નહી હરિ ઉલગિ, યિમ છૂટઇ સહી " ૫૩
એણિ વચનિ ઊપનુ વિષવાદ, ક્રોધ કરી સાચુ પ્રહ્લાદ,
વધ કરિવા કીધુ પ્રારંભ, બાંધ્યુ લેઇ સરિસુ થંભિ ૫૪
હિરણ્ય –" કિહા તાહારુ સ્વામી પ્રહ્લાદ ! ગાઢિ કરિ નઇ તેહનઇ સાદ,
" કટકા સહસ્ર કરેશિ તુજ દેહ, દેખિશિ આડુ થાતુ તેહ." ૫૫
પ્રહ્લાદ –" મ્હારુ સ્વામિ જે મઇ કહ્યુ, સ્થાવર જંગમ વ્યાપી રહ્યુ,
" સાચૂ વચન કહૂં વલી એહ, સ્તંભ માહિ બઇઠુ છઇ તેહ ૫૬
" भूतानि विष्णुर्भुवनानि विष्णु-
र्गृहाणि विष्णुर्हि वनानि विष्णुः ॥
रात्रौ दिवा स्त्रीपुरुषेषु विष्णुः
यदस्ति नास्तीति तदेव विष्णु " ॥ ५ ॥

---

૫૧ દુખ–મ ભય, તાત–હિ તાપ ૫૨ કરઇ છઇ ગ્મા કરુ છુ હિ ચાવિ, મ રહિશિ જા ગ્મા રહશિ, મ રિહઇશઇ, ટાલશિ–સ ટાળવૂં, ગ્મા ઘ ટાળ્યો, સ ખ ફેડેશ, ગુ ફેડસિ, મ ટાલેશ, ક્ષા ગાલેશિ કડી ૫૩ ખ સંસાર–ગુ સમારિ, તુઝનઇ–ગુ તિતમનિ મુકિશિ સ્ટ. ક્ષા ખ મૂક્સિ, જા મ મૂકસઇ, મૂકેશિ, છૂટઇ–ગ્મા ખ છૂટુ, ગ્મ છૂટો ઉલગિ કા ઓળખ ૫૪ વિવાદ મ વિવાદ, ક્રોધ–જા ક્રોપિ, કરિવા–હિ સિવાય બાકી પ્રતિઓમા ' કરવા ', હિ બાધુ હિ ઘ થંભિ, ગુ મા ચોથું પાદ નથી ૫૫ કિહા૦–ગુ મા આ પાદ નથી, કરેશિ–ઘ કરુ, ગ્મા કરિસ, ખ મં ્રેશ, જા કરસુ, કા કરોસ, દેખિશિ–જા ઘ દેખુસ, સ દેષસિ, ખ દેખેશ માતુ ખ મારિ ૫૬ સ્થાવર–ઘ. મા આ કડી નથી ઘ મા આ શ્લોક ૫૭ મી કડી પછી છે. શ્લો. ५ गृहाणि–म. गहनानि ।

ચૂપૈ

હિરણ્ય –" તાહારુ સ્વામી સમન અપાર, જાણશઈ જુ કરશઈ સાર,
" તેડિ તેડિ, ટાનઈ દુખસાન, જમની ખુસદ જમનુ ગાન" ૫૭
ઉઠયુ અસુર કંપીનઈ ક્રોધ, રાતા લોચન બલવંત યોધ,
વજ્ર સરખૂ કાઢ્યૂ અસિ, વેગિ ઉપરિ આવ્યુ ધશી. ૫૮
મનસા હરિ ધ્યાઈ પ્રહ્લાદ " સ્વામી ' મુઝનઈ કરુ પ્રસાદ,
" બિરદ તહ્મારુ સાચૂ સહી, વિષ્ણુભગત સીદાઈ નહી ૫૯

શ્લોક

प्रतिज्ञा तव गोविन्द मद्भक्तो नावसीदति ।
इति सस्मृत्य सस्मृत्य प्राणान्सधारयाम्यहम् ॥

ચૂપૈ

શ્રીપતિ સેવકવાણી સુણી, પ્રતિજ્ઞા પાની આપણી
સ્તંભ ફોડી નીસરિયા હરિ, પ્રગટ્યૂ રુપ પુરુષ કેસરી ૬૦
શ્રી નરસિંહ કોપિ ધડહડઈ, મંદિર કોટ કોસીસાં પડઈ,
ગર્જિત કરિ અગાધ અહ, દેવ અસુર દલ નાઠૂં સહ. ૬૧
ગંભીર, છુરા સરીખૂ વયણ, જ્વલિત પાવક બિહુ નયણ,
કર નખ સટા ક્રમણ વિકરાલ, હિરણ્યકશિપુ જાણ્યૂ કાલ ૬૨

રાક્ષસ અસુર તણા મન માહિ, નાઠા હરિણ તણી પરિ ચાહી,
ઝડપી નઈ લીધુ જગનાથિ, ચડ્યુ કપોત શીચાણા હાથિ ૬૩

---

૫૭ હિ અપારિ ન્સરશઈ-આ શિલિ, તેડિ તેડિ-સ આ, ફા તેડિ તેડ ૫૮ કંપીનઈ-ભ ખ કા મ ધરીનઈ, ફા સ ધ આ કરીના ખ ધ સરીખુ કાઢુ ૫૯ મનસા હરિ-સ ધ ફા શુ આ મન માહિ ધ્યાઈ શુ ફા, ધ ધ્યાન ખ ધ્યચ કા મા આ કરી નથી ધ મા આ શ્લોક નથી ૬૨ જ્વલિત-આ સ ધ જ્વલતુ ખ જલતુ, ફા ભ જ્વલતા હિ વિકરાલ ૬૩ નાઠા-શુ આ ફા ધ અ નાઠા, ભ નાઈ, આ નાઠુ નાઠા૦-કા ભવાયન તણો કરે ઉપાય ચાહિ હિ ભ ધ મ જીવ, ચડ્યુ ફા ચડયઉ, ભ ચડ્, ધ ચડ્ડુ, ખ ચડ્યુ

લેઇ ઉત્સંગિ, પાડ્યુ તેહ, નખિ વિલૂર્યુ સઘલુ દેહ,
પીધૂં રુધિર, ફાડિયૂં પેટ, ખોલા થિકુ લિઇ નાખ્યુ હેઠ. ૬૪
સહૂ સંધાણુ જૂજૂઆં કરયા, આમ, મેદ, કાલિજ કાઢિયા,
ગલા માહિ ઘાતી અંત્રાલિ, સોહઇ યથા કમલની માલ. ૬૫

પૂર્વછાયુ

વપુ દેખીનઇ સિંહનૂં, મુનિવર, સુર, નર, નારિ,
કોઇ ન આવઇ આસના, ઉગ્ર રુપ અપાર, ૬૬
દેવ ભણઇ: "શ્રી! સાંભલુ' સતોષુ હરિ ભૂપ."
કહિ કમલાઃ "હૂં કિમ કરું? બીહૂં એહના રુપ" ૬૭
"શ્રી નરહરિ! કોપ ત્યજુ, સ્વામી! કરુ પ્રસાદ,"
કર જોડી નઇ વિનવઇ, સ્તવન કરઇ પ્રહ્લાદ. ૬૮

## પ્રહ્લાદનું સ્તવન

રાગ દેશાખ ગીત

"ત્વં હરિ એક સનાતન, ભક્તવત્સલ ભગવંત હો,
સર્વભૂત નઇ હૃદિ વસઇ, અંતર્યામી અનંત હો," ધ્રુવપદ (૧)
કરજોડી પ્રહ્લાદ ભણઇ: "કરુણાનિધિ! નરસિંહ! દેવ હો
સચરાચરિ દેખૂં તહ્મ રુપ ભક્તકારણિ અવતાર ધરશિ હો
કર જોડી પ્રહ્લાદ ભણઇ (૨)

---

૬૪ ઉત્સંગિ શુ ઉછંગે, પાડ્યુ હિ પાડીઉ, હિ ફાડીઉ, હિ હેઠિ ખ હેઠય ૬૫ જૂજૂઆ-આ સ ફ઼ા ઘ શુ મં જુજુઉં, કરયા-આ મ ફ઼ા શુ કીઆ, ઘ કરુ, ખ કીધાં, કાઢીઆ-આ સ ફ઼ા ઘ મ શુ કાઢીઉ, અંત્રાલિ-શુ હિ અંત્રાણિ ૬૬ નૂ-જા તણું આસના-જા આસણ્ આની પછી મ મા એક કડી વધુ છે-"સહુ વિચારઇ સહી, કિમ ઉતરશિ કોપ, શ્રીકમલા જાણઇ ઘણું કરવા કથ વિકોપ" ૬૭ કહિ-ફ઼ા ખ સ ઘ ...હિ, કિમ ખ શૂ ૬૮ નરહરિ ખ જા આ ઘ. નરસિંહ, ૬૯ ત્વ જા તૂ, હૃદિ હિ હૃદરિ, ૬૯-૨ તહ્મ ખ શુ તહ્માર; ધરશિ-આ ધરિસિ, સ ધરિ, ઘ ધરે, ભક્ત૦ ખ મા આ પાઠ પડેલું છે.

મુનિવર, દેવ, અસુર, નર, પન્નગ, યતિ યોગેન્દ્ર હો,
વિદ્યાધર કિન્નર સેવઈ સદા, તહઇયા ચરણ મુકુંદ હો.
કરજોડી (૩)
રૂપ અસંભર સંવરૂ, છાંડુ ક્રોધ કૃપાલ ! હો ! ”
બીમ ભણઇ પ્રહ્લાદનઇ કીધી દયા દયાલ હો.
કરજોડી (૪) ૬૯
(ગીત સમાપ્ત)

ચુપૈ

વિવિધ વચન સ્તવિયા જગદીશ, શ્લોક ચ્યારિ ઉપરિ ચ્યાલીસ,
પ્રસન હુઆ, કીધુ પ્રમાદ અવિચલ પદ પામ્યુ પ્રહ્લાદ. ૭૦
સેવક પદ દીધુ મુરારિ, આગિ ભક્ત યથા ત્રિપુરારિ.
દશ અધ્યાય બોલ્યુ વિસ્તાર શ્રીનરસિંહ તણુ અવતાર. ૭૧
સદાચાર સાધારણ ધર્મ, એકાદશમઇ તેહનું મર્મ,
શ્રદ્ધા સહિત આચરઇ જેહ, ભવભયબંધન છૂટઇ તેહ. ૭૨
સત્ય, દયા, તપ, સયમ સાર, શૌચ, ક્ષમા, શમ-દમ, વિચાર,
મૌન, અહિંસા, આર્જવ, યાગ, બ્રહ્મચર્ય, વિદ્યા, ધનત્યાગ ૭૩
ઉપરતિ, સતમ મતિ, સંતોષ, સર્વભૂત સમવર્જિત દોષ,
અન્નવિભાગ યથાવિધિ એષ, પૂજા પુરૂષ વિષઇ વિશેષ. ૭૪

---

૬૯ ૩ કિન્નર મા કિન્નર નર, જ્ઞ મા નથી, સેવઇ-તહયા-મં ભજઇ પ્રંહ્લાદ રોપઇ, સ ઘ વહ્ય ખ મા આ કડી પડી છે ૬૯-૪ સવરૂ-ખ મા આ કડી પડી છે એટલી ઘ મા ‘ગીત સમાપ્ત’ છે ૭૦ સ્તવીયા-ખ સ ફ્ર તવીયા હિ હોઆ, જ્ઞ હુઉઆ, સ. હુઉઆ, પામ્યુ-મં કા ઘ મ આપ્યૂં. ૭૧ ખ ઘ સેવકનિઇ, યથા-સ. ભક્તસર, આગિ૦ ગુ આગિલ કથા યથા, ઘ. મા આ પાદ પડયુ છે, દશ૦-જ્ઞ મા આ પાદ પડેલુ છે બોલ્યુ-ઘ બોલ્યા, અવતાર-ખ વીસ્તાર ૭૨ છૂટઇ મં છૂટિઇ ૭૩ વિચાર-સ, સાર, ધન-ફ્ર ધર આર્જવ-કા અર્ચન ૭૪ સર્વભૂત-જ્ઞ સમભૂત ઉપરતિ-ફ્ર અહિનિશિ, સમ-કા સન, અન્ન-મા અનંત.

કીર્તન, શ્રવણાદિક મનિ ધરઇ, નવ વિધિ ભક્તિ વિષ્ણુની કરઇ,
જેહનઇ લક્ષણ હુઇ બત્રીસ, તે નર પદ પામઇ જગદીશ. ૭૫
ઉગરતા અખ્યા છઇ ચ્યારિ, આશ્રમ વર્ણ તણા આચાર,
ગૃહસ્થ પુરૂષ મોક્ષ-ઉપાય, બોલ્યુ તેહ તણુ મહિમાય. ૭૬
ભીમ ભણઇ સપ્તમઇ સ્કંધિ, અખ્યા પનર તણુ પ્રબંધ,
રુપક સોલ આગિલાં સાઠિ, અર્ધ કલા થઇ આઠ. ૭૭

**ઇતિ શ્રી ભાગવતે વિષ્ણુદાસ ભીમવિરચિતા હરિલીલા સોલ કલામાં આઠમી કલા સમાપ્ત**

## કલા ૯ મી

### મન્વંતર, ગજમોક્ષ, સાગરમંથન આદિ આખ્યાન

પૂર્વછાયુ

આઠમઇ ઉત્તમ કથા ઉનપતિ ચૌદિ મનુ,
ગજમોક્ષણુ, સાગરમથન, બલિરાજા-બંધન.
પહિલું સંખ્યા મનુ તણી, પછઇ ગજમોક્ષણુ જેહ,
સમુદ્રમથન, બલિબધન, કહેશ અનુક્રમ તેહ. ૨

૭૫ બત્રીસ-આ. જા. સ. ધ. કા ત્રીસ. ૬

ઇતિશ્રી-હિ. ભાગવતે પ્રથમ સ્કંધે અષ્ટમી કલા સમાપ્તઃ । આ ભાગવની કથા હરિલીલા સોલકલાયા આઠમી કલા; ખ. ભાગવતે મહાપુરાણે હરીલીલાયાં સોલકલાયા અષ્ટમી સમાપ્ત; ફા વિષ્ણુદાસ ભીમવિરચિતે હરિ૦, ગુ. ભીમવિરચિતે હરિ૦ મં. ઇતિશ્રી હરિલીલાયાં ભીમવિરચિતે કલાગ્રંથે સપ્તમ સ્કંધે કલા અષ્ટમી સમાપ્તા ॥ સંખ્યા ચૂપૈ ૬૭॥ વસ્તુગાયા ૯॥ શ્લોક ૬ એવં સંખ્યા ૮૩॥ મં માં એક કડી ઓછી તે ઉપર નોધ્યું ૭.

કલા ૯ મી

૧ આ નમો વામનાય; ચૌદિ કા ચતુર્દંગ; હિ. મનું બલિ૦-સ. શ્લોક અનુક્રમિ એહ, અં. અનુક્રમ ધિન. ૨ મોક્ષણુ-હિ. મોક્ષ કહેશ-ફા. કહેસ, ધ. બોલુસ, જા. કહુસ, સ. અં. માં કડી નથી. અનુક્રમ ધ. મહિમા.

લવંગ, એલચી, સૂકડી, શમી, નાલેરી ફલભારિ નમી;
અનેક વૃક્ષ વિચિત્ર અપાર, તિહાં વનસ્પતિ ભાર અઢાર. ११

નિર્મલ નીર સરોવર સાર, અતિઘણ પૂરિત કમલ કલ્હાર,
દેખી ઉત્તમ તેહ તડાગ, પાણી પીવા આવ્યુ નાગ १२

યુથ સહિત સોહઈ ગજદેહ પર્વત સરિખુ દીપઇ તેહ.
લેઇ જલ માહિ મૂકયુ પાગ, નક્ર પાશઇ તે બાંધ્યુ નાગ १३

હસ્તી દિશિ લેઇ વન ભણી, તાણ્યઇ ગ્રાહ સરોવર ભણી,
તાનોવેલિ કરઇ ગજ કેમ, નિરધન પુરૂષ કુટુંબી જિમ १४

સહસ્ત્ર વરસ કીધુ સગ્રામ, દુહઇ નવિ પામઇ વિશ્રામ
ભગતભાવ આણી નાગેન્દ્ર વિનવિયા સ્વામી ગોવ્યદ १५

પૂર્વછાયુ

મનસા મધુસૂદન તણી પૂજા સુકૃત સંચ,
સ્તવન કરઇ શ્રીહરિ તણુ પાવક શ્લોકા પચ १६

શ્લોક

हरे । मुरारेऽच्युत । वासुदेव !
नारायणानंत ! नृसिंह ! विष्णो !

---

११ મ લિવિગ નારંગી ફલ ફેર ખ નાલીયેરી १२ ઘણુ ત ઘણા, ક્ત ઘણુ, આવ્યુ-હિ આવ્યા, १३ સેહઇ ઘ સોહ, લેઇ-ક્ત જઇ, નક્ર૦ ઘ મા આ પાદને બદલે १२મીનુ બેવુ પાદ ફરી લખેલુ છે १४ લેઇ-ખ લિધ તાનોવેલિ-ક્ત તાલોવેલ, ખ ઘ તાનોવેલય જિમ-ક્ત. ભરણુ १५ ભાવ-ગુ ભાવિ આણી ગુ આણી મન માહિ १६ પાવ - ક્ત આ ખ મ ઘ પાવન, શ્લોકા ખ શ્લોક, મ શ્લોક, શ્લોક १ આ ખ ગ સિવાયની બધી પ્રતિઓમા નૃસિંહ ને બદલે कृष्ण । મ મા विष्णो-कृष्ण ।

गोविन्द! रामेश्वर! पद्मनाभ!
मां त्राहि विष्णो! भवसागरात्वम् ॥ १ ॥

श्रीनाथ! दामोदर! विश्वरूप!
गोपाल! गोपीश्वर! गोपदेव!
लक्ष्मीपते! माधव! चक्रपाणे!
मां त्राहि विष्णो! भवसागरात्वम् ॥ २ ॥

मुकुन्द! दामोदर! विश्वनाथ!
कृपानिधे! राघव! रत्ननाभ!
वैकुंठ! पीतांबर! पद्मपाणे!
मां त्राहि विष्णो! भवसागरात्वम् ॥ ३ ॥

श्रीकेशवामोघ! श्रीरामचन्द्र!
देवेश! लोकेश! जगदेकरूप!
क्षेत्रज्ञ! कूटस्थ! श्रीविश्वयोने!
मा त्राहि विष्णो! भवसागरात्वम् ॥ ४ ॥

अधोक्षजोपेन्द्र! च नाथनाथ!
स्वामिन्! शरण्याऽव्यय! विश्वमूर्ते!
सदोदितानन्द! भवाब्धिपोत!
मा त्राहि विष्णो! भवसागरात्वम् ॥ ५ ॥

પૂર્વછાયુ

ગજના વચન સુણી ગોપાલ, ગરુડ થકી આવ્યા તતકાલ,
ગ્રાહ વિદારી છોડયુ નાગ, કર જોડી પ્રણમ્યા હરિપાગ ૧૭
અંતરધ્યાન હુઆ ભગવાન, તે બિહુ પામ્યા નિજ સ્વસ્થાન,
ગજમોક્ષણુ ગેહુ મહિમાય, સંસારસ્વપ્ન સુણતા જાય ૧૮

---

શ્લોક ૩ दामोदर—महायोगिन्। पीतांबर—परमात्मन्।
૧૭ તતકાલિ ખ ઘ ગોપાલ

## સાગરમંથન

પૂર્વછાયુ

હવઇ મંથન સાગર તણું અમૃતકારણિ જેહ
રૂદ્ર મોહ તિહાં પામિયા, દેખી મોહિનીદેહ. ૧૯

ચૂપૈ

શ્રીય રહિત હુઆ દેવેન્દ્ર, પ્રણમ્યા પાગ તણા ગોવ્યંદ,
હરિવચનિ તવિયા બલિ રાય, આણ્યુ મંદર કરી-ઉપાય. ૨૦

ગિરિ મંદર સાગર માહિ ધરયુ, વાસુકિ નાગ નેતરૂં કરયુ,
મુખિ દાનવ, પૂછિ સુરભૂપ, તલઇ વિષ્ણુ કછપનૂં રુપ. ૨૧

પ્રથમઇ વિષ ઊપનૂં એવ, કૃપા કરી પીધૂં મહાદેવ,
દાધા દાનવ દીસઈ ધ્રમ, દવઇ પરજાલ્યાં તરુઅર જિમ. ૨૨

મથન કરઇ સ્વયં ભગવાન, મકર કુંડલિ શોભિત કાન,
સમુદ્ર વિરોલઇ ત્રિભુવનધણી, જે રસ ગોલી યમ ગોલણી. ૨૩

મથતા કામધેનુ નીસરી, અશ્વ, ધનુષ ઐરાવત કરી,
પારિજાત, રંભા અપછરા, કૌસ્તુભ મણિ, દેી અંગિરા. ૨૪

પાચ્યજન્ય શંખ શોભા ઘણી, દૈત્યકારણિ દેવી વારુણી.
ધન્વંતરિ કરિ અમૃત જેહ, અસુરિ ઉદાલી લીધૂં તેહ. ૨૫

---

૧૯ રૂદ્ર૦—જા રૂદ્રમોહિત દેહ; લહીઓ લખતાં કેટલાક ભાગ ભૂલ્યો છે. પામિયા. ઘ. પામીયુ. ૨૦ ખ. તવિઆ—ગુ. સ્તવીયુ. ફ્રા. સ્તવીયા; કરી—સ. ધરી. ૨૧ નેતરઇ સ. નેતરું, કરયુ—હિ. ધરયુ. ૨૨ મહાદેવ—જા. મહાદેવિ; દીસઈ—હિ. દીઠા: પરજાલ્યા—ખ. પરજાલુ. ૨૩ મકર—જા. મુકુંદ; શોભિત—ઘ. સોહિ; ગોલી—હિ. ગોપી; હિ. ગોલિની. ૨૫ જા. ખ. રોપ—હિ. શશિ; ઘણી—ખ. વાણિ; કારણિ—જા. કા. આ પ્રા. ઘ. મં. કાજિ; ઉદાલી—કા. પાડી, અં. ઉલાલી.

